:નેક દેશી રા…માં ઇનામ લાયબ્રેરી માટે

…જુર થયેલ

સાક્ષરોની પરિષદ્‌માં ઉત્તમ ઠરેલ

ઇનામી નિબંધ.



# આદર્શભૂત જીવન.




લેખક.

પ્રભાશંકર જયશંકર પાઠક

અધિપતિ મોઢ માર્તણ્ડ મુંબઈ ૪.


મૂલ્ય આના આઠ ફક્ત, પોષ્ટેજ સિવાય.



सद्विद्यार्जितशैशवातिसुकरज्ञानार्जनैकान्ततः ।
प्रज्ञा पुस्तकमैत्रि सद्गुरुकृपा नीरोगदेहस्थितिः ॥
सद्ग्रन्थग्रथनं सुधीस्सुहृदथैवासन्नसत्सङ्गति ।
श्चैतावत्यनुकूलता भुवि नृणां सद्भाग्यतो जायते ॥ १

दारास्वीयसमानशीलव्यसना तारुण्यपुष्पोपमा ।
लालित्यप्रतिमा नवीनगमना कन्दर्पदर्पाङ्गना ॥
मुग्धापुष्पितप्रीतिसौरमसुधासेवा सदैकान्तत ।
श्चैतावत्यनुकूलता भुवि नृणां सद्भाग्यतो जायते ॥ २ ॥

वित्तं स्वाश्रयमान्ययत्नसुलभं दानांशभोगांशकम् ॥
निर्गर्वाभिमतिः सुकीर्तिरुचितप्रीतिः सुसंपादिता ॥
सर्वोपकृतकारकं सुचरितं धर्म्यं सुसेवामति ।
श्चैतावत्यनुकूलता भुवि नृणां सद्भाग्यतो जायते ॥ ३ ॥

स्तुत्याः संततयोऽर्थचिन्तकसुतान्गार्हस्थ्यचिन्ता वधू-
दांपत्यं निजलाललालनरसे युक्त्वा गृहस्थाश्रमम् ॥
निश्चिन्तेऽनृणिनी सदैव भजतो रामेति चैकान्तत ।
श्चैतावत्यनुकूलता भुवि नृणां सद्भाग्यतो जायते ॥ ४ ॥

वेदाध्यायसुतत्वदर्शननिदिध्यासश्रमापद्धति ।
वेदान्तश्रवणानुभूतिपरतादात्म्यं तथात्यन्तिकम् ॥
निष्कामं निरुपाधि शान्तपरब्रह्मैक्यमाजीवित
श्चैतावत्यनुकूलता भुवि नृणां सद्भाग्यतो जायते ॥ ५ ॥

उंबरगांव
ता. ११–६–२०

विनीत निवेदक
म. ना. भट्ट. कक्कोलीकर.

વડોદરા ભાવનગર જુનાગઢ વિગેરે દેશી રાજ્યોમાં ઈનામ
તથા લાયબ્રેરી માટે મંજુર થયેલો.
પંચમ. ગુજરાતી સાહિત્ય પરિષદમાં પાસ થયેલો
ઈનામી નિબંધ.

# આદર્શભૂત જીવન.

સાક્ષરવર્ય શ્રીયુત કૃ. મો. ઝવેરી એમની પ્રસ્તાવના સાથે.


લેખક

પ્રભાશંકર જયશંકર પાઠક.

શ્રીકુંભનાથનું શિવાલય, મોહ ચુંથા સંવાયનું વસ્તિપત્રક,
બાળ રામાયણ વિગેરેના લેખક.

ઠે. કાંદાવાડી માધવભુવન રૂમ નં. ૨૭, મુંબઈ. ૪



મુદ્રક—આ પુસ્તક પ્રભાશંકર જયશંકર પાઠકે નં. ૩ ઠાકોરદ્વારરોડ
પર મુંબઈમાં પોતાના પુરંદરે કંપની પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું.
અને
પ્રકાશક—તેમણેજ કાંદાવાડી માધવભુવન મુંબઈમાં પ્રગટ કર્યું.





દ્વિતીયાવૃત્તિ સંવત. ૧૯૭૭

કીંમત આના આઠ; પોસ્ટેજ જુદું.

ભ૨૦૮
૫૭૮૨



# પ્રસ્તાવના.

—:o:—

" આદર્શભૂત જીવન " ભોગવવું જેટલું કઠણ છે, તે વર્ણવવું પણ કઠણ છે. સાદી અને સરળ ભાષામાં સ કેળવાએલા વર્ગથી પણ સમજી શકાય એવી રીતે એ વાત વાચકના મનમાં ઉતારવી, ઠસાવવી અને " જીં૦ ડગલે ડગલે તેજ ઉદ્દેશ મનમાં રાખી આગળ ઉર્મી પેદા કરવી એ કામ કાંઈ જેવું તેવું નથી; પરંતુ પુસ્તકનું કોઈ પણ પાનું ધ્યાન પૂર્વક વાંચવાની કો તસ્દી લેશે તો ત્હેને સહજ જણાઈ આવશે કે એ ક પાડવાના પ્રયત્નમાં લેખકને ઘણે સારે દરજ્જે ફ પોતાના વિષયના લેખકે બહુજ વિચાર પૂર્વક વિલ દરેક વિભાગને સહેલી ભાષામાં સમજાવી ત્હેનું તત્વ, ત્હેનું હાર્દ આપણી સમક્ષ રજુ કર્યું છે. આ પુસ્ત તેમાંથી ઘણું મનન કરવાનું મળશે. એ વાત સંદેહ કે એ વિષય પર મહાન તત્ત્વવેત્તા યા ફિલસૂફોનાં પુ વાંચ્યાં કે જોયાં હશે, ત્હેમને તો એમાં કાંઇ નવિનતા એ પણ ખરી વાત છે; પરંતુ લેખકનો ઉદ્દેશ એવા ફિલસૂફ જોડે હરિફાઈમાં ઉતરવાનો નથી એ વાત જોઇએ નહિ. એમનો પ્રયત્ન સાધારણ મનુષ્ય માટે છે. મનુષ્યને તો એ પુસ્તક વાંચવાથી જરૂર ફાયદો થશેજ.

મુંબઈ તા. ૧૩-૪-૨૧ } કૃષ્ણલાલ મોહનલાલ :

———

## વડા! પુસ્તક માટે મળેલા અભિપ્રાયોમાંના કેટલાક.

વિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા—વડોદરા તા.૧૧-૧૧-૧૫.
પ્રાંચ રળ ને સાદી વાપરવાથી જનસમૂહને તે વધારે ઉપયોગી પયોગી વિષયોનો સમાવેશ કરી તેમને સારી રીતે ણુંવ્યા છે.

વલાલ હર્ષદરાય ધ્રુવ—અમદાવાદ તા. ૧૦-૧૧-૧૫.
હિત્યક્ષેત્રમાં મેળવેલો યશ તમને નવા પ્રયત્નોમાં આપનારો થાઓ. અને તમે સાહિત્યની બને તેટલી વો એવી મારા હૃદયની આશંસા છે.

સાક્ષરરત્ન
નલાલ ગણેશજી અંજારીયા—સેંટાકુઝ તા. ૧૧-૧૧-૧૫.
ું છું કે એ પ્રયાસ બીજા અનેક સત્પ્રયાસોનો પુરો- શે, અને આપને હાથે ગુજરાત અને ગુજરાતીને લાભ થશે.

શ્રીકુંભ
નલાલ ઠાકોરદાસ મોદી—સુરત. ૧૨-૧૧-૧૫. પુસ્તક ઉપયોગી કાર્ય કરવાની તમે વૃત્તિ રાખી છે તે જાણી ય છે. આ પુસ્તક રચવામાં તમે સંકળના ઘણી સારી કરી ભાષા સરળ શુદ્ધ અને સામાન્ય પ્રજાવર્ગને રહેલાઇથી
મુદ્રક— તથા વાંચવાનું મન થાય એવી રાખી છે. આવાં પયોગી કાર્ય કરવામાં ઇશ્વર તમને સદા પ્રેરણા કરતા રહે હાય થાય એવી મારી પ્રાર્થના છે.

પ્રકા ણપતરામ અનુપરામ ત્રવાડી—સુરત. ૨૩-૧૧-૧૫
લેખન શૈલી શુદ્ધ અને સરળ છે. લગ્ન તથા યજ્ઞોપવિતના પ્રસંગે કન્યાઓમાં તથા છોકરાઓમાં લ્હાણી રૂપે તે દ્ધિ વાની ભલામણ કરૂં છું. આવા નાના લેખ તેની જુજ ને લીધે તથા તેની મનોહારિણી ભાષા શૈલીને લીધે ગ ગણાય. એમાં સમાવેલા ઉચ્ચ વિચારો આપણી નવી

પ્રજાના લોહીમાં રગેરગ પ્રસરે તો આપણુ કુટુંબ જીવનનો અને પ્રજા જીવનનો વિચારમાં તથા આચારમાં આખો રંગજ બદલાઇ જાય એમ માનુ છું.

**જામે જમશેદ**—તા. ૧-૧૨-૧૫. આ દુનીયામાં એક માણસ પોતાની ઉન્નતિ કેવી રીતે કરી શકે, પૈસો સદુપયોગમાં કેવી રીતે વાપરી શકે, અને પોતાની જીંદગી પરથી બીજાઓ બોધ લ્યે, અનુકરણીય જીવન કયાં કયાં સાધનોથી બનાવી શકે, તેનો ટુંક ચિતાર ઘણી સારી રીતે આપવામાં આવ્યો છે. લખાણ શૈલી ઘણી સારી અને સરળ છે. વિચારો ઘણા પ્રૌઢ અને મ· કરવા યોગ્ય છે. આવાં લખાણો જેટલાં વધુ પ્રકાશીત થાય તેટ લોક સુખ માટે અગત્યનું થઇ પડે.

**સાંજ વર્તમાન.** તા. ૪-૧૨ ૧૫. આ પુસ્તકમાં નમુ દાર જીંદગી કેમ ગાળવી તે લેખકે સરળ ભાષામાં ઘણીજ સા રીતે સમજાવ્યું હોવાથી ઉછરતી યુવાન પ્રજાને એ પુસ્તક ઘ ઉપયોગી થઇ પડશે એમ જણાય છે.

**ગુજરાતી**—તા. ૧૯-૧૨-૧૫. આ દુઃખી સંસારમાં મનુ જીવન સુખમય રીતે કેમ ગળાય અને તે આદર્શભૂત જી ક્યારે મનાય તે દર્શાવવાનો સારો પ્રયત્ન આ લઘુ ગ્રંથ નિબંધકારે કીધો છે. ભાષા સરળ અને સમજ પડે તેવી છે.

**નંદનાથ કેદારનાથ દીક્ષિત**—વડોદરા. તા. ૧૬-૭-૧૬. સરળ ભાષામાં અસરકારક રીતે વિચારો રજુ કર્યા છે. તમારી ચોપડીયોનો ઘણો ફેલાવો થયેલો જોઇએ હું ખુશી થઇશ. તમે વધારે લખતા રહો અને લોકોને ઉપયોગી વાચન આપતા રહેશો તો મને ઘણો આનંદ થશે.

---



# અર્પણ પત્રિકા.



શ્રીયુત્ ત્રવાડી કલ્યાણજી જગજીવનદાસ

કરપાવાળા.

જ્ઞાતિ હિત ચિંતક મહાશયજી

બાહુબળથી મેળવેલી લક્ષ્મીનો પરોપકારાર્થે

સદ્વ્યય કરવાના. અને સ્વજ્ઞાતિની તનમન

ધનથી બનતી સેવા કરવાના આપના જીવન

સૂત્રને અવલંબી જ્ઞાતિમાં જ્ઞાનદાનની આ

પ્રથમ લ્હાણુ કરવાની આપની પ્રશંસનીય

શુભેચ્છાના સ્મારક તરીકે

મારો આ રંક પ્રયત્ન આપને

અર્પણુ કરી કૃતકૃત્ય

થાઉં છું.

કાંદાવાડી માધવભુન.<br>
મુંબઈ ૪.<br>
તા. ૨૧-૪-૧૯૨૧

લિ. ગુણાનુરાગી<br>
આપનો નમ્ર સેવક<br>
પ્રભાશંકર જયશંકર પાઠક.



શ્રીયુત્

# ત્રવાડી કલ્યાણજી જગજીવન કડપાવાળા.

जीवज्जीवयति हि यो ज्ञातिजनं परिजनं च सुहृदश्च ।
तस्य सफला गृहश्रीर्धिगनुपजीव्यां धनसमृद्धिम् ॥

તેની જ લક્ષ્મીને ધન્ય છે કે જેના વડે જ્ઞાતિજનો નોકરો અને મિત્રવર્ગ જીવે છે. જે ધનસમૃદ્ધિ અન્યને ઉપયોગમાં ન આવી તેને ધિક્કાર છે.

શ્રીયુત ત્રવાડી કલ્યાણજી જગજીવનનો જન્મ સંવત ૧૯૨૮ ના જયેષ્ઠ વદી ૦) મંગળવારે પોતાને મોસાળ હનુભાઈના લીમડા ગામમાં ભટ્ટ હરજીવન ગોવીંદજીને ત્યાં થયો હતો. તેમના સ્વ૦ પિતાશ્રી ત્ર. જગજીવન હરિભાઇ અને વિદ્યમાન માતુશ્રી બાઇ આનંદીબાઇ મૂળ બજુડનાં રહીશ હતાં.

બચપણમાં મોસાળની મીઠી છાયામાં ત્રવાડી કલ્યાણજી ભાઇ ઉછરેલા હોવાથી ભટ્ટ હરજીવનની સાથે તેઓ પણ લીમડેથી દામનગર આવી રહ્યા. શહેરમાં આવવાનું થવાથી શરૂઆતની કેળવણી લેવાનું પણ ત્યાંજ બન્યું.

આ પ્રમાણે મોસાળ પક્ષની સારી મદદનો લાભ લીધા પછી ઉમરમાં આવતાં તેમનાં પ્રથમ લગ્ન ભાવનગરના ત્રવાડી આગજી

નથુભાઇ માતાણીનાં પુત્રી બાઈ પુરી વેરે થયાં, જ્યાર પછી સં. ૧૯૪૨ માં તેઓ ધંધાર્થે પ્રથમ ભાવનગર ગયા. ત્યાં દીનશા બમનજી નામના પારસી વ્યાપારી ગૃહસ્થ પાસે પાંચ વર્ષ રહી રૂના વ્યાપારનો અનુભવ મેળવ્યો. સંવત ૧૯૫૩ માં મેસર્સ ગલાડી કું. ના એજંટ સી. એસ. પોર્ડીંગ તરફથી રૂની ગાંસડીઓ વેચવા મુંબઇ જવાનો તેમને પ્રથમ લાભ મળ્યો. જ્યાં ત્રણેક વર્ષ અનુભવ લીધો. એવામાં સાહેબ સ્વર્ગવાસી થવાથી સં. ૧૯૫૬ માં શેઠ દયાળ હેમરાજની કું. માં જોડાયા. આશ્વીન શુદી નવમીના રોજ તેઓ તે પેઢી તરફથી તેમના ભવિષ્યના ભાગ્યોદયની ભૂમિ કડપે મોકલાયા. ત્યાર પછી દોઢેક વર્ષ શેઠ અબદુલ કરીમમાં પણ નોકરી કરી હતી.

આ તમામ ઘટનાઓ બન્યા પછી તેમની આબાદીનો વખત આવી પહોંચ્યો. આગ્રાવાળા શેઠ ગોવીંદરામ હરપ્રસાદની નાણાંની અમૂલ્ય સાહાય્યથી ને પોતાના વ્યાપારી લાઇનના બહોળા અનુભવથી તેઓ હવે સ્વતંત્ર શેઠ બની હળદરનો વ્યાપાર ખેડવા લાગ્યા. કડપા હળદીના વ્યાપારનું મુખ્ય મથક છે, ને તેજ સ્થળે તેમનો ધંધો ઇશ્વર કૃપાથી દિન પ્રતિ દિન ખીલવા લાગ્યો, તે એટલે સુધી કે ત્ર. કલ્યાણજી સિવાય હળદરનું બજાર સુનું જણાતું. તેમની ખરીદી આગળ કોઇ વ્યાપારી ટક્કર જીલી શકતો નહીં. હળદરને મશીનથી પૉલીશ કરી તૈયાર કરવાની પહેલ કરનાર આજ પુરૂષ છે. હાલ પણ જે કારખાનાં ત્યાં ચાલે છે તેમાં સૌથી પ્રથમ ને સર્વથી શ્રેષ્ઠ રીતે તેમનું કારખાનું જ ચાલતું. તેમના એ વિશાળ કારખાનામાં ત્રીશેક માણસો અહર્નિંશ કામ કરતાં હતાં. દક્ષિણ સિવાય ઉત્તર હિંદમાં આગ્રા દીલ્લી, પંજાબમાં અમૃતસર, બંગાળમાં કાનપુર કલકત્તા, તથા મધ્ય હિંદમાં જબલપુર નાગપુર રાયપુર વીગેરે સ્થળોએ તેમની અનેક શાખાઓ હતી. આ વિવિધ શાખાઓમાં અને કડપાની

મુખ્ય ઑફીસમાં મળી સ્વજ્ઞાતિના ચાળીશેક બંધુઓને રોકી પોતાની આબાદીમાં સર્વને યથાશક્તિ તેઓ લાભ આપતા હતા.

સં. ૧૯૫૫ માં તેઓએ બજુડ છોડી દામનગરને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું. રહેવા માટે ગામના પ્રમાણમાં સગવડતાવાળું સુશોભિત મકાન અને દુકાનો કરાવી વાડી વજીફા તથા ખેતીની મીલ્કત પણ જમાવી ત્યાં સ્થાયી થયા. આ ગામમાં મોટી ધામધુમથી તેમની પુત્રીઓનાં લગ્ન કર્યાં, જ્યારે તેમની સારી પ્રતિષ્ઠાથી લગભગ સોળસો રૂ. તો ચાંલ્લાના આવ્યા હતા, જે આ સંવાયની સ્થિતિના પ્રમાણમાં વિશેષ લેખાય.

ચડતી પડતીનું ચક્ર અનંતકાળથી ચાલ્યાં જ કરે છે. તેના સપાટાથી કોઈજ બચી શકતું નથી, કારણ ઇશ્વરીસત્તાને મનુષ્ય સત્તા આધીન છે. એ પ્રમાણે દશેક વર્ષ પૂર્ણ જાંહોજલાલીમાં ગાળ્યાં એવામાં સં. ૧૯૬૯ માં તેમને વ્યાપારમાં ખોટ ગઇ ને તેથી ધંધો બંધ કરી પોતાના વતનમાં જઈ ત્રણ વર્ષ નિવૃત્તિમાં ગાળ્યાં.

પ્રભુ એકની એક સ્થિતિમાં કોઇને રહેવા દેતોજ નથી એ ન્યાયે વળી પાછા સં. ૧૯૭૨ માં તેઓ કડપે ગયા, જ્યાં શા હરગોવિંદ વછરાજ સાથે ફરીથી એના એ હળદરના ધીક્તા ધંધામાં જોડાયા. રીસાએલી ભાગ્યદેવી ફરીથી પ્રસન્ન થઇ તે સાથે લક્ષ્મી દેવી પણ પુનઃ મનાયાં. ઇશ્વરકૃપાથી અત્યારે એ ધંધામાં સારો લાભ છે. ને પૂર્વની સ્થિતિનાં પુનઃ સ્વપ્નાં આવવા લાગ્યાં છે.

લક્ષ્મીદેવીની મહેર છતાં પુત્ર સંતતિ નહીં હોવાથી નિરૂપાયે સં. ૧૯૬૫ માં તેમણે ફરીથી જલાલપુરના પાઠક સુખલાલ મહાદેવનાં પુત્રી બાઇ ત્રિવેણી સાથે લગ્ન કર્યાં છે. પ્રથમ ઘરની ચાર પુત્રીઓ થઇ હતી. બીજા ઘરની પણ એક પુત્રી છે. પુત્રની હજુ પણ ખોટ છે જે આશા પરમાત્મા પૂર્ણ કરશે. તેમણે ફક્ત

# चुंथा चातुर्विंद्य मोढ ब्राह्मणज्ञातिना

## प्रतिष्ठित अडग ज्ञाति हित चिंतक

## हळदरना अग्रगण्य साहसिक व्यापारी गृहस्थ.



**શ્રીયુત ત્રવાડી કલ્યાણજી જગજીવનદાસ કડોપાવાળા.**

| મૂળ નિવાસ. | જન્મ. | હાલ નિવાસ. |
|---|---|---|
| બજુડ. | સંવત ૧૯૨૮ જ્યેષ્ઠ વદી | દામનગર. |
| ભાવનગર રાજ્ય. | અમાંસ મંગળવાર | વડોદરા રાજ્ય. |

જગન્નાથજી સિવાય હિંદમાંનાં તમામ યાત્રા સ્થળોમાં જઈ સારી રીતે દાન પુણ્ય કરી કાયાનું કલ્યાણ કર્યું છે. આ સિવાય અનેક પ્રસંગે બ્રહ્મભોજનોમાં, ધર્માદાનાં તથા દુષ્કાળના ફંડોમાં, સ્વજ્ઞાતિની અનાથ વિધવાઓને અન્ન વસ્ત્રની મદદમાં, તથા ગરીબોના ખરડાઓમાં વારંવાર બનતી મદદ કરી છે અને હજી કર્યે જાય છે. સ્વજ્ઞાતિના મુંબઈના કાઠીઆવાડી ચાતુર્વિંધ મોઢ જ્ઞાતિ મંડળમાં અણીને વખતે રૂ. ૨૦૦ ) ની ઉદાર મદદ કરી મંડળને પગભર કર્યું છે, તેમજ ભાવનગરની સંસ્થાને પણ જરૂરી મદદ આપી છે. પોતાના વતન નજીક આવેલા પુરાણા પવિત્ર કુંભનાથના શિવાલયમાં આરસ પથરાવવા ૩૦ ચારસેની રકમ ધર્માદા ખાતે જૂદી કાઢી છે.

ગરીબાઈ ને શ્રીમંતાઈ, ચડતી ને પડતી, તેમજ સુખ ને દુઃખના દસકા માણસમાત્રને પૂર્વના સંચિત પ્રમાણે આવે છે ને જાય છે; પણ તેનુંજ જીવ્યું ધન્ય છે કે જેના જીવવાથી અનેક જન જીવે છે, અને જેણે પોતાની આબાદીનો લાભ અનેકને આપ્યો છે. બાકી પેટ તો કોણ નથી ભરતું? ત્ર. કલ્યાણજી ભાઈનું આ જીવન વાંચતાં તેમાં ખાસ મહત્વની બાબત અત્યાર સુધી ન જણાય તો તે સ્વાભાવિક છે. જે કારણથી તેમનું આ જીવન લખાય છે તેની નોંધ તો હવે લેવાય છે. તેઓ કાંઇ મોટા લક્ષાધિપતિ નથી કે તેમના તરફથી હજારો રૂપિઆની સખાવતોની આશા રાખી શકાય. છતાં બાહુબળથી મેળવેલી પોતાની ઉન્નતિનો બનતો લાભ સ્વજ્ઞાતિને આપવા તેમણે જે ઉદારતા બતાવી છે તેજ માત્ર તેમની ઉજ્વળ કીર્તિને સ્થાયી કરવા બસ છે. ચુંથા ચાતુર્વેદી સંવાયના નવયુવકોને વીરમગામની આગળની ભૂમિ બતાવી હિંદુસ્તાનની સર્વ દિશાઓનાં દ્વાર ખુલ્લાં કરનાર આજ પુરૂષ છે. એમના આશ્રયથીજ, એમની આગેવાનીથીજ, ને તેમના જ્ઞાતિતરફના અસાધારણ મમત્વ

ભાવથીજ એ સંવાયના અનેક યુવકો પરદેશ જતાં શીખ્યા, ખુદ કલ્યાણજીભાઇએ તેમને બોલાવી બોલાવી પોતાના ધંધામાં જોડ્યા, વ્યાપાર કેમ થાય છે તે શીખવ્યું, અને સ્વતંત્ર વ્યાપારીઓ બનાવી દીધા. કોઇ રૂપિઆનો ગાંસડો કોઇના ઘરમાં જઇને નાખી આવતું નથી, પણ જાતે તાલીમ આપી બીજાને પોતાના પગપર ઉભાં રહેતાં શીખવવું અને પોતાની પાંખે ઉડે તેવા બનાવવા એ કાંઇ ઓછા મહત્વનો પુણ્યનો માર્ગ નથી. તેમના હાથે કેળવાએલા આ સંવાયના અનેક યુવકો અત્યારે સ્વતંત્ર વ્યાપાર ખેડી સારી સ્થિતિમાં આવી ગયા છે. એનો યશ ખરૂં જોતાં તો ત્ર. કલ્યાણજી ભાઇનેજ ઘટે છે. પ્રત્યક્ષ તેમજ પરોક્ષ રીતે તેમના તરફથી જ્ઞાતિને મળેલો આ લાભ કાંઇ જેવો તેવો નજ કહેવાય. સ્વજ્ઞાતિનું ઉજવળ ભવિષ્ય બનાવવા દૂર અંદેશીપણું વાપરી તેમણે લીધેલા આ માર્ગથી ચુંથા સંવાયની ઉન્નતિના ઇતિહાસમાં તેમનું નામ અમર રહેશે.

જ્ઞાતિની ઉંડી દાઝ તેમના ભોળા હૃદયમાં છલકી રહી છે, સ્વજ્ઞાતિના કોઈપણ ગરીબ માણસને જોઇ તેમનું હૃદય દયાથી દ્રવવા લાગે છે, જ્ઞાતિ હિતની કોઈપણ બાબતમાં તન મન ને ધન અર્પણ કરવામાં તેઓ અહોભાગ્ય માને છે, અને પોતાને જ્ઞાતિનો એક દાસ તરીકે ઓળખાવવામાં મોટું મહત્વ માને છે.

આ મર્ત્ય લોકમાં જન્મી બીજાને દૃષ્ટાંતજનક સાદું સુખી અને ઉચ્ચ કોટીનું જીવન કેમ ગાળી શકાય તેના સાદી ભાષામાં સરળ માર્ગ બતાવતા સાહિત્ય પરિષદ્દમાં પ્રથમ પદ પામેલા બાળક યુવાન તેમજ વૃદ્ધ સ્ત્રીપુરૂષોને સરખા ઉપયોગી આ મારા નાનકડા નિબંધના મફત વાચનનો લાભ સ્વજ્ઞાતિને આપી વાસણોની લ્હાણથી પણ વિશેષ એવી આ જ્ઞાનદાનની લ્હાણ કરવાનું તેમનું આ અનુકરણીય અને પ્રશંસાપાત્ર પ્રથમ પગલું પણ સ્વજ્ઞાતિની કોઇ પણ રીતે સેવા કરવાની તેમની ઉત્કટ અભિલાષા સ્પષ્ટ કરેછે.

તેઓ સ્વભાવે શાંત આનંદી તદ્દન નિખાલસ હૃદયના સંતોષી અને ધર્મને વળગી રહેનારા હોઇ કર્મકાંડ પર પ્રીતિ રાખી દેવદેવીઓનાં ધર્મનાં અનેક કાર્યોમાં સતત ઉલટથી ભાગ લીધા કરે છે. સ્વજ્ઞાતિ માટે તેમનો મમત્વભાવ તેમના સર્વ સદ્‌ગુણોમાં શ્રેષ્ઠ હોઈ પોતાના નામ પ્રમાણે સર્વનું યથાશક્તિ કલ્યાણ કરવામાંજ તેમનું મન રમી રહ્યું છે. આવા પરોપકારી ઉદાર દિલના જ્ઞાતિ હિતચિંતક નરરત્નને પ્રભુ લાંબુ આયુષ્ય આપો અને તેમને ઉદાર હસ્તે જ્ઞાતિહિતનાં અનેક સંગીન કાર્યો થાઓ. અસ્તુ.

ક્રાંદાવાડી માધવભુવન
મુંબઇ.

ગુણાનુરાગી.
પ્રભાશંકર જયશંકર પાઠક.



# પીઠિકા.

ઓણુસાલ સુરતમાં મળેલી પાંચમી ગુજરાતી સાહિત્ય-પરિષદ્ તરફથી ઇનામી નિબંધ તરીકે સદરહુ લેખની માગણી થઇ હતી, જેને માટે કૉલેજોમાં ભણતા અનેક ઉત્સાહી બંધુઓ તેમજ અન્ય લેખકોએ પણ પ્રયાસ કર્યો હતો; વળી પરિષદે માગેલા બીજા બધા ઇનામી નિબંધો કરતાં આ લેખ માટે સૌથી વધારે રસાકસી અને વાંટાઘાંટ થઇ હતી; પરંતુ છેવટે આ લેખ જ સાક્ષરોની પરીક્ષક કમીટીમાં પાસ થયો છે, અને જાહેર થયા પ્રમાણે લેખકને તે બદલ પચાસ રૂપિઆનું ઇનામ મળ્યું છે.

એ તો દેખીતુંજ છે કે આવા વિશાળ વિષય ઉપર લખવા ધારીએ તો ઘણું વધારે લખી શકાય, પણ રખેને લેખ વિશેષ લાંબો થઇ જાય એવા ભયથી મ્હેં દરેક બાબત વિસ્તારથી ચર્ચી નથી, તેમજ કેટલીક ચર્ચવા જેવી બાબતો મુકી પણ દીધી છે. શાબ્દિક આડંબર વાળી સંસ્કૃતમય કિલષ્ટ ભાષા, પરાયાં અવતરણો, ઇતિહાસ પુરાણની મોટી મોટી વાતોનાં ઉદાહરણો વિગેરે ઉપલકીયા ટાપટીપથી લેખને શણગારી મ્હોટો નહીં બનાવતાં પરિષદ તરફથી સૂચવાયા પ્રમાણે “ સાધારણ વર્ગથી પણ સમજી શકાય તેવી સાદી ને સરળ શૈલીમાં ” હૃદયની ઉંડી લાગણીનાં સંગીન તત્વો આ લેખમાં મ્હેં આલેખ્યાં છે, જેની વિદ્વદ્વર્ગે કદર કરી છે તેજ પ્રમાણે વાચક વર્ગ પણ કદર કરશે તો હું મ્હારો રંક પ્રયત્ન સફળ થયો માનીશ.

સદરહુ લેખ મ્હારી જન્મભૂમિ પાંડરશીંગામાં તા. ૨૭-૧-૧૫ ના રોજ શરૂ કરી તા. ૨૯-૧-૧૫ ના રોજ પુરો કર્યો હતો. આવા ન્હાનકડા નિબંધને લાંબી પીઠિકા લખી માથા કરતાં પાઘડી મોટી ન કરતાં આટલી આવશ્યક બાબતો દર્શાવી હું વિરમુ છું.

મુંબઇ
તા. ૨-૧૦-૧૫

કર્તા.

# દ્વિતીયાવૃત્તિ પરત્વે બે બોલ.

દામનગર નિવાસી શ્રીયુત્ ત્રવાડી કલ્યાણજી જગજીવદાસ કુંડપાવાળાના ઉદાર પ્રોત્સાહનથી આજથી લગભગ છ વર્ષ અગાઉ લખાએલા મારા ન્હાનકડા લેખની દ્વિતીયાવૃત્તિ કાઢવાનો શુભ સંયોગ પ્રાપ્ત થયો છે તે બદલ સૌથી પ્રથમ મારે તે ગૃહસ્થનો આભાર માનવો જોઇએ. મારી જ્ઞાતિમાં ઘેરેઘેર જ્ઞાન દાનની લ્હાણુ તરીકે આ પુસ્તક વહેંચવાની યોજના જો તેમના તરફથી અમલમાં ન મુકાઇ હોત તો આ આવૃત્તિ નીકળતાં કદાચિત્ વિશેષ વિલંબ થાત.

પ્રથમાવૃત્તિના લોકસમૂહમાં થયેલા સારા ઉઠાવ ઉપરથી, મારા મોઢ માર્તણ્ડ માસિકના બહોળા વાચક વર્ગ તરફથી તે માટે થયેતી જબરી માગણી પરથી. તેમજ આ પુસ્તક માટે આ સાથે પ્રકટ કરાએલા સાક્ષરોના ઉત્તમ અભિપ્રાયો પરથી કહેવાની જરૂર રહેતી નથી કે તે પ્રથમ પ્રયાસની યોગ્ય કદર થઈ હતી. કપડવણજના રહીશ ને હાલ ગોધરામાં શિક્ષકનો પવિત્ર ધંધો કરતા મારા મિત્રવર્ય ચતુરભાઇ આદિત્યરામ ભટ્ટ, સરખેજના રહીશ પણ હાલ દાહોદમાં તેજ ધંધામાં જોડાએલા મારા સુપ્રસિદ્ધ લેખક બંધુ શ્રીયુત્ કુંજ, તેમજ કડી પ્રાંતના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મારા સહાધ્યાયી મિત્ર શંકરલાલ લલ્લુભાઈ ભટ્ટ કડીકર તરફથી પ્રથમાવૃત્તિ ખપાવવા મળેલી મદદ બદલ તેમનો આભાર માનવાનું પણ હું અત્ર વિસારી શકતો નથી.

પ્રથમાવૃત્તિનું મૂળસ્વરૂપ સાચવી આ બીજી આવૃત્તિમાં પ્રથમ ચર્ચેલા વિષયોને સુવ્યવસ્થિત ગુચ્છમાં મનુષ્ય જીવનના ક્રમમાં થતા ફેરફારો પ્રમાણે યોગ્ય શિર્ષક નીચે ગોઠવ્યા છે. એના એજ વિચારોને વધારે સ્પષ્ટ ને જુસ્સાદાર બનાવવા શૈલીને કવચિત્ ફેરવવી પડી છે, કોઇ મુદ્દાને વિસ્તૃત કરવો પડયો છે,

તો નિરર્થક લંબાતા કોઇ વિષયને ટુંકાવ્યો પણ છે. ક્યાંઇ નવાજ વિચારો ઉમેર્યા છે, જ્યારે કોઇ સ્થળે જુના વિચારોને નવા શિર્ષક નીચે ગોઠવ્યાછે. છ સાત ને આઠમાં પ્રકરણો તો લગભગ નવાંજ લખાયાં છે, ઉન્નતિનું મૂળ જે ધર્મ તેને યોગ્ય હદમાં સ્ફુટતાથી ચર્ચ્યો છે, જેમાં દેશકાળને અનુસરી હિંદનો સાંપ્રત ધર્મપણ સંગઠયો છે. આ અને એની પછીનાં બે પ્રકરણોમાં શાસ્ત્રીય વિષય ચર્ચતાં તે વિષયને અનુરૂપ પારિભાષિક શબ્દો વાપરતાં ભાષા જરા વિશેષ અઘરી થઇ ગઇ છે જેથી સરળતાનો બાધ નહીંજ આવે એમ હું મારા સુજ્ઞ વાચકવર્ગ પાસેથી માગી લઉં છું. એકંદરે ટુંકમાં ઉન્નત વિચારોને એક સરખી શ્રેણીમાં સ્ફુટતાથી અસરકારક અને સહેલી ભાષામાં દર્શાવવા યોગ્ય ફેરફારો કરેલા હોવા છતાં વિષયનું મૂળસ્વરૂપ બદલાવા દીધું નથી, બલ્કે વિશેષ સુંદર બનાવાયું છે. આ પ્રમાણે છ વરસના અંતર પછી મૂળ લેખમાં લાગેલી અપૂર્ણતા દૂર કરવા ને તેને વધારે આકર્ષક બનાવવા બનતો પ્રયાસ કર્યો છે તો આશા છે કે આ જરૂરી ફેરફારોથી પ્રથમાવૃત્તિ કરતાં આ દ્વિતીયાવૃત્તિ જનસમૂહને અને મારા સ્વજ્ઞાતિબંધુઓને વિશેષ રૂચિકર થઇ પડશે તથા ઉછરતાં બાળકો અને શાળામાં શીખતા કુમળી વયના વિદ્યાર્થીઓને તો આ પ્રયાસ બહુ ઉપયોગી તેમજ બોધજનક થઇ પડશે.

પુસ્તકનું કદ જરા મોટું થવાથી, અને કાગળો તથા છપાઇ વિગેરેની હાલની મોંઘવારીથી કીંમતમાં વધારો કરવો પડયો છે જે કરેલા સુધારા વધારાનો વિચાર કરતાં તથા હાલના સંજોગો જોતાં વિશેષ નહીં જ લાગે એવી આશા છે. ઇતિ ઓમ્.

મુંબઇ.
તા. ૧૫-૪-૨૧

કર્તા.

# વિષય સંકળના.

# आमुख.

वदनं प्रसादसदनं सदयं हृदयं सुधामुचो वाचः ।
करणं परोपकरणं येषां केषां न ते वन्द्याः ॥ १ ॥

જેમનું મુખ કૃપાપ્રસાદીથી ઓપતું હોય, હૃદય દયાથી ભરેલું હોય, અમૃત ટપકતી વાણી હોય, અને પરોપકાર એજ જેમનું કર્ત્તવ્ય હોય એવા કયા મનુષ્યો સર્વ જનોના પૂજ્યપાદ ( આદર્શરૂપ ) હોતા નથી ?

स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ।
परिवर्तिनि संसारे मृतः को वा न जायते ॥ २ ॥

તેનુંજ જીવન ખરૂં જીવન છે કે જેના જીવનથી જનસમૂહની ઉન્નતિ થાય છે. બાકી તો જન્મ મરણની ઘટમાળ વાળા આ સંસારમાં મરી ગયેલું ફરીથી કોણ જન્મતું નથી ?

यज्जीवति क्षणमपि प्रथितं मनुष्यैः
विज्ञानविक्रमयशोभिरभज्यमानम् ॥
तन्नाम जीवितमिह प्रवदन्ति तज्ज्ञाः
काकोऽपि जीवति चिराय बलिं च भुंक्ते ॥ ३ ॥

મનુષ્યોથી પ્રશંસા કરાએલું અને જ્ઞાન શૌર્ય તથા કીર્તિથી અલંકૃત થયેલું એવું એક ક્ષણ માત્રનું પણ જે જીવન, તેનેજ બુદ્ધિમાન પુરૂષો ખરૂં જીવન કહે છે. બાકી તો કાગડો પણ હવિ-ષ્યાન્ન ખાઇને ઘણાં વર્ષો સુધી જીવે છે. (પણ તે કાંઈ ખરૂં જીવન કહી શકાય નહીં. )

वाञ्छा सज्जनसंगतौ परगुणे प्रीतिर्गुरौ नम्रता ।
विद्यायां व्यसनं स्वयोषिति रतिर्लोकापवादाद्भयम् ॥
भक्तिः शूलिनि शक्तिरात्मदमने संसर्गमुक्तिः खलैः ।
एते येषु वसन्ति निर्मलगुणास्तेभ्यो महद्भ्यो नमः ॥

સત્પુરૂષોના સમાગમની ઈચ્છા, બીજાઓના ગુણોપર પ્રીતિ, ગુરૂજન પ્રતિ નમ્રતા, વિદ્યા મેળવવાનુંજ વ્યસન, પોતાની સ્ત્રી સાથેજ સાંસારિક સુખ, જનાપવાદનો ભય, શંકરની ભક્તિ, પોતાના આત્માનું દમન કરવાની શકિત, અને ખલ પુરૂષોના સંસર્ગથી દૂર રહેવું, આવા નિર્મલ ગુણો જે પુરૂષોમાં રહેલા છે તે મહાન પુરૂષોને પ્રણામ છે.

# આદર્શભૂત જીવન.

## ૧ આદર્શભૂત જીવન એટલે શું.



આદર્શભૂત જીવન એટલે નમુનેદાર અનુકરણીય જીવન. આદર્શભૂત જીવન એવું હોવું જોઇએ કે તે પરથી ઇતર વર્ગ દૃષ્ટાંત લઇ તેને પગલે પગલે ચાલી પોતાનું જીવન પણ સુખમય બનાવી શકે. કુદરતી બક્ષીશોનો જણે સદુપયોગ કર્યો હોય, પોતાની શકિત વૈભવ અને સારી સ્થિતિનો લાભ પોતે લઇ તેવોજ લાભ બીજાને પણ આપ્યો હોય, અને તેથી પણ આગળ વધી અન્યને સુખી કરવા પોતાની જાતને પણ જેણે વિસારી દીધી હોય, તેવા માણસનું જીવનજ ઉચ્ચ આદર્શભૂત અને સર્વોત્કૃષ્ટ છે એમ કહી શકાય.



# ૨ શારીરિક માનસિક અને નૈતિક જીવન.



## ૧ આરોગ્ય અને આનંદી સ્વભાવ.



એ તો નિર્વિવાદ વાત છે કે એવું ઉત્તમ જીવન તો સુખરૂપજ હોઇ શકે. સુખનો મુખ્ય આધાર આરોગ્ય ઉપર રહેલો છે. માટે મનને સદા આનંદમાં રાખવું. શરીર નિરોગી છતાં જેનું મન રોગી છે, જેનો સ્વભાવ ચીડીયો કલેશી પરદૂષણ શોધનારો અને વિના પ્રયોજન દુઃખી હોય છે, તે વહેલો કે મોડો રોગના મુખમાં જરૂર સપડાય છે. તેના દુઃખી મનની અસર તેના તન ઉપર પણ વહેલી કે મોડી થયા વગર રહેતી નથી. માટે ચિત્તને સદા પ્રસન્ન રાખવું એ આરોગ્ય પ્રાપ્ત કરવાનું ઉત્તમ સાધન છે. કેટલાક માણસો એવા આનંદી સ્વભાવના હોય છે કે પોતે આનંદમાં રહે છે એટલુંજ નહીં પણ તેમના મિત્રો અને સગાંવ્હાલાંને પણ પરિચયથી આનંદમાં રાખે છે. સાંસારિક દુઃખો તેમના પર અસર કરી શકતાં જ નથી, તેથી તેઓ હરહમેશ સુખીજ દેખાતા હોય તેમ લાગે છે. આરોગ્ય કુદરત તરફથી મનુષ્યને મળેલી ઉત્તમ બક્ષીશ છે. કહ્યું છે " કે પહેલું સુખ તે જાતે

નર્યા." ઘરમાં લક્ષ્મીની રેલછેલ હોય, કુટુંબ કબીલો હોય, ઘર બાર વાડી વજીફા હોય, પરંતું જો એક આરોગ્યજ ન હોય, તો તે સર્વ બાબતો ન હોવા બરાબર છે. માટે આત્માને સદા આનંદમાં રાખી યોગ્ય વ્યાયામ કરી અને મિતાહારી રહી આરોગ્ય જાળવવું એ ઉચ્ચ જીવનની અપેક્ષા રાખનારાઓની સૌથી પ્રથમ ફરજ છે.

## ૨ સુખ દુઃખનું કારણ મન છે.

આ પ્રમાણે શરીરના આરોગ્યને અને મનને નીકટનો સંબંધ જોવામાં આવે છે. પરંતુ આ મર્ત્યભૂમિમાં મન સદા આનંદમાંજ રહે એ વાત અસંભવિત છે. કોઇ પણ માણસનું જીવન, પછી તે રંક હો કે રાજા હો, ગમે તે હો, પણ જન્મથી મરણ પર્યંત અસ્ખલિત સુખરૂપ રહી શકતુંજ નથી. પૃથ્વી તલપર ભાગ્યેજ એવી કોઈ વ્યક્તિ હશે કે જેને દુઃખનો કડવો અનુભવ અગર આ અસાર સંસારમાં નિઃસારતાનો ભાસ નહીં થયો હોય. પરંતુ તેવા કઢંગા વખતે પણ મનને કાબુમાં રાખી દુઃખમાંથી પણ સુખ શોધી કાઢવામાંજ માણસ જાતનું ડહાપણ સમાએલું છે. જ્ઞાનદૃષ્ટિથી જોતાં સુખ જેવું કાંઇ છેજ નહીં. જ્ઞાની લોકો દુઃખના અભાવનેજ સુખનું નામ આપે છે. તો પછી સુખ અને દુઃખ કોને કહેવું તે વ્યકિતગત મંતવ્ય પર આધાર રાખે છે. માટે સુખ દુઃખનું કારણ માત્ર મનજ છે.

**( અ ) અનાસકિત અને સંતોષ**—પ્રગતિના આ ચાલુ જમાનામાં તો જ્યાં ને ત્યાં માણસોનાં સુખનાં સાધનો કેમ વધે, અને કુદરતથી નિર્માણ થયેલાં અગર પૂર્વના અનિષ્ટ સંચિતના પરિપાક રૂપ જે દુઃખો તેને કેવી રીતે અટકાવી શકાય અગર સુખરૂપ બનાવી શકાય એમ કરવા અનેક પ્રકારની શોધખોળ અને દોડધામ કરતો જનસમૂહ દૃષ્ટિએ પડે છે. આ પ્રમાણે સુખ પ્રાપ્ત કરવાના બે માર્ગ દૃષ્ટિગોચર થાય છે. એક તો પ્રતિકૂળ સંજોગોને

પણ મનથી સુખરૂપ માની લઇ તેમાંથી પણ કાંઇક જ્ઞાન મેળવવું તે, અને બીજો દુઃખને આવતું અટકાવવા વિવિધ સાધનો મેળવવા પ્રયાસ કરવો તે. અમારા અનુભવ પ્રમાણે તો બીજો માર્ગ સાધ્ય નથીજ લાગતો. કારણ કુદરતને માન્યા વગર અગર પૂર્વના સંચિતને અનુભવ્યા વગર છુટકોજ નથી. ઇશ્વરી નિયમને ઉલ્લંઘવા ક્ષુદ્ર માનવ પ્રયાસ હાસ્યાસ્પદ છે. આ પરથી ફલિત થાય છે કે ઈશ્વરી સત્તાને મનુષ્યસત્તા ઉલ્લંઘી શકતી નથી. માટે ગમે તેવી સ્થિતિમાં પણ ચિત્તનું સ્વાસ્થ્ય યાને સંતોષ એજ ખરૂં સુખ છે. સાંસારિક ઉપભોગો તો એવા છે કે તેને ભોગવવાથી ઉલટી ભોગની લાલસા વધે છે. માણસ ગમે તેટલું સુખ અનુભવે, ઇન્દ્રીયજન્ય વૈભવ ગમે તેટલો ભોગવે, પરંતુ કદિ તેથી તૃપ્તિ તો થતીજ નથી. માટે મનને એવાં સુખો ભોગવવા મોકળું ન મુકતાં કાબુમાં રાખી નિયમિત રીતે ચલાવવામાંજ સુખ રહેલું છે એમ માનવું. હદને ઉલ્લંઘી જે થાય તે હમેશ દુઃખ રૂપજ હોય છે. ઘણું થાય તે થોડાને માટેજ હોય છે.

( આ ) ઉત્તમ આત્મબળ—આ પ્રમાણે સુખ ને દુઃખ અગર ઉન્નતિ ને અવનતિ પ્રાપ્ત કરવી એ માણસના પોતાનાજ હાથમાં છે. તે જેવો માર્ગ ગ્રહણ કરે છે તેવું ફળ તેને મળે છે. જાણતાં છતાં અવળે રસ્તે ચાલે તેના જેવો તો કોઇ મૂર્ખજ ન સમજવો. ઉન્નતિ પ્રાપ્ત કરવા અમુક કુળમાંજ જન્મવું જોઇએ અગર બધા સંજોગો અનુકૂળ જ હોવા જોઇએ એમ પણ જરૂરનું નથી. જન્મથી દુઃખમાં ઉછરેલો માણસ પણ દૃઢ નિશ્ચય અને ઉત્તમ આત્મબળથી પોતાની જાતને ઉચ્ચ બનાવી શકેછે. જન્મથીજ કોઇ ઉચ્ચ કે નીચની છાપ લઇ અવતરતું નથી. આપણા ઇતિહાસમાં તેમજ પૌરાણિક ગ્રંથોમાં એવાં અનેક દૃષ્ટાંતો મળી આવે છે કે નીચ યોનિમાં અગર ગરીબને ઘેર જન્મેલા એવા ઘણા માણસો સ્વબળથી અગર બુદ્ધિ પ્રભાવથી

નામાંકિત થઇ જનસમૂહના પૂજનીય થઇ ગયા છે. અડચણોથી ગાંજી ન જતાં એકજ લક્ષ્યબીંદુ રાખી આગળ ને આગળ ધપ્યાં જવાથી છેવટ ઈપ્સિત વસ્તુ જરૂર પ્રાપ્ત થાય છે. પ્રયાસ વગર તો કશુંજ મળતું નથી. કદિ કદિ વિના પ્રયાસે પણ અણધાર્યો લાભ મળી જતો જોવામાં આવે છે. પણ તેનો આનંદ તે લાભ મહેનનથી મેળવ્યો હોય ને જેટલો થાય તેટલો થતો નથી; તથા તેની કીંમત પણ તેટલી લાગતી નથી. સ્વબળથી મેળવેલા શુભ ફળનોજ નિરતિશય આનંદ માણસ લાંબી મુદત ભોગવી શકે છે. અનાયાસે જેમ આવે છે તેમજ અનાયાસે ચાલ્યું પણ જાય છે. જે વૃક્ષને ઉગતાં ઘણાં વર્ષો લાગે છે તેને પડતાં પણ ઘણો કાળ લાગે છે. જે ઝટ વધે છે તે ઝટ પડે પણ છે આ કુદરતી નિયમો છે. માટે દૃઢ નિશ્ચયથી આત્મબળ ઉત્તમ રાખી ક્રમશઃ ઉન્નતિ પ્રાપ્ત કરવી હિતાવહ છે

(ઈ) કાર્ય પ્રવૃત્તિ–સંસારમાં કેટલાંક માણુસો કામકાજ છોડી સ્વસ્થ બેશી રહી આરામ ચેન ભોગવવામાંજ સુખ માને છે, પણ તે ખરૂં સુખ નથી. શરૂઆતનો થોડો કાળ એવી સ્થિતિ સુખરૂપ લાગે છે, પણ પછી વખતજ તેમને કાળ સમો લાગવા માંડે છે, અને કોઇ કાર્યમાં પ્રવૃત્ત થવા સ્વાભાવિક રીતેજ તેમનું મન પ્રેરાય છે. હવે તે વખતે જેવા સંજોગો તેવા રસ્તે તેમના મનનું વલણ થાય છે. કેટલાક સારે રસ્તે ચડે છે તો કોઇ કુછંદમાં પણ પડે છે. મન એક સરખી રીતે આળસમાં પડી રહી શકતુંજ નથી. શરીરને હલાવ્યા ચલાવ્યા સિવાય વખતે સ્વસ્થ રાખી શકાય, પરંતુ મન તો વાયુના વેગે અનેક બાબતોમાં ઉછાળા મારી રહેલું જ રહે છે. તેને સારૂં વા નરસું વલણ આપવું એ વ્યક્તિગત સંસ્કાર પર અવલંબી રહે છે. આળસથી ઘણાં માઠાં પરિણામો આવે છે. શરીર રોગનું ઘર થઇ પડે છે, મનમાં દુષ્ટ વિચારો રૂપી ભૂતોનો પ્રવેશ થાય છે, ને કાળે કરી તન અને મન બેઉની પાયમાલી થાય છે. માટે

સમજુ મનુષ્યે તો હરહમેશ કાર્યમાં પ્રવૃત્ત જ રહેવું એ સૌથી શ્રેયસ્કર રસ્તો છે, ને તેજ ખરા આનંદ અને સુખનો માર્ગ છે એમ ઘણા અનુભવીઓનું કહેવું છે. શરીર કામ કરવાથી સારૂં રહે છે, બેશી રહેવાથી નહીં. માટે આપણી બુધ્ધિ શકિત અને દેશ કાળને અનુકૂળ કોઇ પણ ધંધામાં રહી તેમાંથીજ સુખ મેળવવા હમેશ પ્રયત્ન કરતા રહેવું, ને જે ધંધો આપણે ગ્રહણ કરેલો હોય તેમાંજ ઉચ્ચ સ્થિતિ મેળવવા પ્રયાસ કરવો.

## ૩ નીતિનું અવલંબન.

આપણા હીંદુ ધર્મશાસ્ત્રો પ્રમાણે અને સઘળી પ્રજાઓના ધર્મગ્રંથો પ્રમાણે સંસારમાં સુખ મેળવવાનું મુખ્ય સાધન નીતિ ગણાય છે. નીતિના નિયમોના ઉલ્લંઘનની શિક્ષા એનું નામજ દુ:ખ. યદ્યપિ અનીતિને રસ્તે પણ દ્રવ્યોપાર્જન કરી શકાય છે અને ક્ષણિક સુખનો આભાસ પ્રાપ્ત કરી શકાય છે પણ તેનો પાયો દોદળો હોવાથી તે લાંબો વખત ટકી શકતું નથી.

( અ ) નીતિનું સત્ય સ્વરૂપ—કોઇને પોતાની રહેણી કરણીથી કોઇને જાણ્યે અજાણ્યે હરકત થાય એવા ભયથી ઇશ્વરથી સદા ડરીને વર્તવું એનું નામ ખરી નીતિ. કોઇના અંકુશથી અગર તો અનીતિને રસ્તે ચાલવાથી જનાપવાદથી ડરી નીતિના નિયમોનું પરિપાલન કરવું એ કાંઇ ખરી નીતિ નથી. કારણ તેવા માણસોનો વિચાર અનીતિને રસ્તે જવાનો તો ખરોજ, પણ જનાપવાદથી ડરીનેજ તેઓ તેમ કરતાં અટકે છે. આ પરથી શું એમ નથી ફલિત થતું કે તેમનું મન તો શુદ્ધ નીતિમાન નથી ? આજકાલ જાહેરમાં મહાન નામ-ધારી અગર બહારથી કીર્તિને શીખરે પહોંચેલા એવા કહેવાતા મહાન પુરૂષોનાં ખાનગી જીવન તપાસતાં એવી ઘણી લીલાઓ નજરે પડે છે એ બેશક દીલગીર થવા જેવું છે. આવા મહાન

પુરૂષો તો પોતાના દંભથી જનસમાજને ભૂલથાપ ખવરાવી તેમને પોતાની પ્રપંચજાળમાં ફસાવે છે એમજ કહી શકાય. **મનશુદ્ધિ એજ ખરી પવિત્રતા છે. બહારથી ટીલાં ટપકાં કરે અને મુખથી રામ નામ જપે તેજ ખરા નીતિમાન છે એમ કોઇ પણ રીતે માની શકાય નહીં.** કળીકાળમાં એવા ઘણાએ સ્વાર્થીસાધુંઓ હોય છે કે જેઓ પોતાના લાભની ખાતર એવો વેશ કાઢી તે ઘણી સારી રીતે ભજવી પણ શકે છે. લાંબો વિચાર નહીં કરનારી તથા બારીકાઈથી તપાસ ન કરી શકે તેવી ભોળી પ્રજા એવા દંભીઓના દંભમાં ભોળવાઇ જાય છે.

( આ ) શુદ્ધનીતિ—કેટલીક વખત એક બાજુ મોટી સખાવતો કરી ઉદાર દીલ દેખાડાય છે ને બીજી બાજુ રંક જનોની દોલત પર તરાપ મારવાનો ધીકતો ધંધો કરાતો હોય છે એ શુદ્ધ નીતિ નથી. તેજ પ્રમાણે એક બાજુ ઘેર મોટા મોટા યજ્ઞો કરાતા હોય, હરહમેશ દેવાર્ચન અને બ્રહ્મભોજનો ચાલતાં હોય, જ્યારે બીજી બાજુ સ્વજ્ઞાતિ બંધુઓની ઉન્નતિથી ઈર્ષ્યાગ્નિ પ્રજ્વલાતો હોય તથા કન્યાવિક્રય અને વરવિક્રય ચાલતા હોય તો પછી આમાં શુદ્ધ નીતિ કયાં રહી? એક દૃષ્ટાંત વિશેષ લઇશું, જનસમાજના હિતની મોટી વાતો કરાતી હોય ને લાંબાંલચક ભાષણો અપાતાં હોય પણ પોતાના ન્હાનકડા ઘરના કુટુંબીઓનાંજ સામાન્ય હિત તરફ દુર્લક્ષ કરાતું હોય તથા પોતાના ભલા માટે અન્યના દુઃખની લાગણી ન ગણકારાતી હોય તો પછી શુધ્ધ નીતિ કયાં રહી? પોતાના સ્વાર્થ ખાતર અન્ય કોઈ પણ પ્રાણીની લાગણી દુભવવી એ એક પ્રકારની અનીતિજ કહી શકાય.

**( ઈ ) ભોળી દુનિયાં આડંબરી નીતિથી ભોળવાય છે.** કેટલીક વખત એમ પણ બને છે કે એકાદ દોષવાળા સદ્ગુણી માણસને મૂર્ખ દુનીયાં વખોડે છે, અને અનીતિને રસ્તે લક્ષ્મી

મેળવી શ્રીમંતમાં ખપતા બડેખાંઓને નમતી ચાલે છે એ પણ દોરંગી દુનિયાંની બલીહારીજ છે. ખરા સોનાને પડતું મુકી પોલીશ ( ઓપ ) ના ઝગઝગાટથી મોહી તેને પહેલું પસંદ કરે છે પણ તેથી ઓપની કીંમત સાચા સોનાના સરખી કદિ થઇ શકતી નથી. અણકેળવાએલા વર્ગ પૈકીનો કોઇ માણસ કે જેને ઉત્તમ સંસ્કારોની ગંધજ નથી તેવો મનુષ્ય નીતિનો ભંગ કરે તે જેટલું નિંદ્ય છે તેના કરતાં પોતાને કેળવાએલામાં ખપાવવા માગતો હોય તેવા તરફથી થયેલો નીતિનો ભંગ અધિકતર ગર્હણીય છે. કારણ પેલા માણુસને પોતાની અનીતિનું ખરૂં સ્વરૂપ લક્ષ બહાર છે, જ્યારે બીજો તેનું સ્વરૂપ અને પરિણામ જાણતો છતો ભૂલ કરે છે. એજ પ્રમાણે કેદખાનામાં રહેલા માણસોએજ નીતિનો ભંગ કર્યો છે એમજ સર્વત્ર સમજવાનું નથી. કારણ તેમનાથી પણ વધારે ભયંકર પાપો કરવાવાળા કેદખાનાની બહાર મહાન નરોની ગણત્રીમાં ખપતા હોય છે. એ પણ દુનીયાની અજાયબીજ કહી શકાય.

આ પ્રમાણે નીતિનું સુક્ષ્મ અવલોકન કર્યા પછી કેટલીક બાબતોમાં કાંઇક છુટ પણ મુકાતી જોવામાં આવે છે. દાખલા તરીકે કોઇના પ્રાણ બચાવવા ખોટું બોલવું પડે, કે રોગીને તેના ભયંકર રોગનું ખરૂં સ્વરૂપ કહેતાં વાત ફેરવવી પડે છે. આંગણે આવેલા દુષ્ટને પણ સદ્ગૃહસ્થના જેવું સન્માન આપવું પડે છે. વળી રાજનીતિનું પ્રકરણ તો સામાન્ય નીતિથી જૂદુંજ હોય છે. સામાન્ય ધર્મ અને આપત્કાળના ધર્મમાં પણ ફરક રહે છે. માટે અસારમાંથી પણ સાર ખેંચી દેશકાળ અને ધર્મશાસ્રને અનુસરી બનતે પ્રયત્ને નીતિના માર્ગેજ ચાલવું.

**( ૬ ) સર્વવ્યાપી પરમાત્મા સર્વનો સાક્ષી છે**—પ્રાણી માત્રના હૃદયમાં આત્મારૂપી ઇશ્વર વાસ કરીને સદૈવ રહેલો છે તેથી મનુષ્ય સારૂં અથવા નરસું કોઈ પણ કાર્ય કરે તેને તે જુએ છે ને સાક્ષી રૂપ બને છે. માટે તેને ખોટે રસ્તે દોરવો અગર ઠગવો એ

ઇશ્વરને દુભવવા બરાબર છે. તે આત્મા સ્વભાવતઃ પવિત્રજ છે ને ખરાબ રસ્તાથી તે દૂર રહેવાજ ઇચ્છે છે. તેથી કોઇ પણ કાર્ય કરતાં અગાઉ તેને પુછી જોવું ને તેની સંમતિ મળે તોજ તે કાર્ય હાથ ધરવું. આત્મા જ અનીતિને માર્ગે જવા ના પાડે છે. છતાં પૂર્વની દુષ્ટ કરણીને લઇ મનુષ્ય જો જાયછે તો તેનું અંતઃકરણજ તેને ડંખે છે. તેવા માણસનું ચિત્ત અસ્વસ્થ થઇ જાય છે, તેને ચેન પડતું નથી, કાર્યમાં ચિત્ત પરોવાતું નથી, એ પ્રમાણે તેણે કરેલું પાપ કાળે કરી આપોઆપ ઉઘાડું પડે છે. તે વખતે તેની આબરૂ બેઆબરૂ થાય છે. માટે ઇશ્વરથી ડરી નીતિને રસ્તે ચાલવામાંજ સુખ રહેલું છે એમ મનમાં દૃઢ ઠસાવવું અને ઉત્તમ જીવન ગાળવું.






## ૧ સુખી ગૃહસ્થાશ્રમ.




અસાર સંસારમાં ગૃહસ્થાશ્રમ સુખરૂપ હોવો એ પણ ઉચ્ચ જીવન ગાળવામાં અગ્રભાગ ભજવે છે. અત્ર આશ્ચર્યજનક તો એ છે કે ગરીબ અને તવંગર સર્વ પોતપોતાના ગૃહસ્થાશ્રમને સુખરૂપ માનીનેજ જીવન ગુજારતાં જણાય છે. પરંતુ બારીકાઇથી જોતાં તે સર્વને સંસારનું સર્વ પ્રકારનું સુખ હોય તેમ જણાતું નથી. સુખી ગૃહસ્થાશ્રમને માટે સંસ્કૃત લેખકો એવી વ્યાખ્યા આપે છે કે પોતાની સ્થિતિ પ્રમાણે રહેવા સોઈવાળું આનંદજનક ઘર હોય, બુદ્ધિશાળી પુત્રો હોય, મધુરી ભાષા બોલનારી ને સારા આચરણવાળી પતિવ્રતા સ્ત્રી હોય, સારા મિત્રોનો સહવાસ હોય, નીતિને માર્ગે મેળવેલી લક્ષ્મી હોય, પોતાની પત્નીમાં જ સંતોષ હોય, આજ્ઞાને આધીન નોકરો હોય, ઘેર મેમાન પરોણાની સારી બરદાશ થતી હોય, હરહમેશ ઇશ્વરની પૂજા કરવા પર ભાવ હોય, રૂચિ અનુસાર મિષ્ટ અન્ન જળનું સેવન કરાતું હોય, તેમજ નિરંતર સાધુ પુરૂષોનો જેને સમાગમ હોય તેવા પુરૂષનો ગૃહસ્થાશ્રમ સુખી ગણાય છે. ખરેખર આવાં સઘળાં સુખોવાળાનું જીવન પણ આદર્શભૂત જ લેખાય. આ પરથી સ્પષ્ટ જણાય છે કે પોતાના સ્વભાવ ધંધા અને સ્થિતિને અનુરૂપ પત્ની મળવી એ ગૃહસ્થાશ્રમ સુખી બનાવવાનું મુખ્ય અંગ છે.

( અ ) **સ્ત્રીની પસંદગી**—રથ માટે જેમ બે સરખાં ચક્રની જરૂર છે તેમ સંસારનું ગાડું ચલાવવા સ્ત્રી પુરૂષ રૂપી સરખાં ચક્રની જરૂર છે. હિંદુ સંસારમાં અને ખાસ કરી ગુજરાત કચ્છ કાઠીઆવાડમાં તો બાળલગ્નની રૂઢી ઘર કરી બેઠી છે ત્યાં પસંદગીનો અવકાશજ કયાં રહી શકે? વખતે છોકરાની મોટી ઉમર થયા પછી લગ્ન થાય તો પણ વેવિશાળની ગાંઠથી તો તે બાળપણથીજ બંધાએલો હોય છે. એટલે એવા સંજોગોમાં પણ સ્ત્રીની પસંદગી કરવાનું બનતું જ નથી. કેટલીક જ્ઞાતિમાં વેવીશાળ એટલે વાગ્દાનને લગભગ લગ્નની સમાન જ ગણવામાં આવે છે એટલે મોટી ઉમર થયા પછી મન ન માને તો પણ થયેલું વેવીશાળ તોડી શકાતું નથી. પુખ્ત ઉમરમાં આવ્યા પછી લગ્ન કરવા કરતાં નાનપણમાં લગ્ન કરી નવવધૂને સાસરામાં જતી આવતી કરી તેના પર પોતાના ઘરની પરિપાટી પ્રમાણે સંસ્કાર પાડી ભવિષ્યનો ઘરનો ભાર ઉપાડી લેવા તેને તૈયાર કરવી એ કેટલેક દરજ્જે ફાયદાકારક છે એવી જે દલીલ અત્ર રજુ કરાય છે તે વિચાર કરતાં વજનદાર પણ જણાય છે. પરંતુ લગ્ન એટલી બધી નાની ઉમરમાં તો ન જ થવાં જોઈએ કે જે વખતે વરવધૂ છેક અણસમજુ હોય. લગ્ન ગાંઠ જોડવામાં માબાપ તો ફક્ત દલાલ જેવાં છે તેથી જે બન્નેને સાથે રહી ઉમર ગાળવાની છે તેમની સલાહ આવા મહત્વના કાર્યમાં ન જ લેવી એ તો અન્યાય રૂપ જ લેખાય. આ કારણથી તેઓ સલાહ આપવા જેવડી યોગ્ય ઉમરમાં આવે ત્યારે વિવાહ કરી યુવાવસ્થામાં આવ્યા પછી તેમનાં લગ્ન કરવાં એ વધારે હિતકર માર્ગ છે. શરીર સંબંધ તો પુખ્ય વય થયા પૂર્વે કદીજ ન થવા દેવાય તો સારૂં. કારણ એથી બાળ મરણ અને શરીરની થતી પાયમાલી અટકાવી શકાય છે. સ્ત્રીની પસંદગી કરવામાં તરૂણ સ્ત્રી પુરૂષો ઉપરની ટાપટીપની મોહઝાળમાં ઝટ ફસાઈ જાય છે. ને હિંદુઓમાં તો એક વખત એ જાળમાં ફસાયા પછી યુરોપની કહેવાતી સુધરેલી પ્રજાઓની

પેઠે તે ત્યજી શકાતું નથી. માટે વડીલોની પાકટ અનુભવી સલાહની આ બાબતમાં ખાસ જરૂર છે.

( આ ) **પસંદગી કેવી કરવી**—લગ્નનું પાત્ર નક્કી કરતાં અગાઉ કન્યાનું કૂળ કેળવણી ઉમર આરોગ્ય વીગેરે અનેક બાબતોની ખાસ ચોકસી કરવી જ જોઇએ. કેટલાક ઉતાવળા થઈ પસંદગીમાં માત્ર સૌંદર્યનેજ મહત્વનું ગણી ઝંપલાવે છે. આ ભયંકર પ્રમાદનું પરિણામ પછીની અવસ્થામાં પશ્ચાત્તાપ રૂપ જ નીવડે છે. કારણ સ્ત્રી જાતમાં સૌંદર્ય પસંદ કરવા યોગ્ય છે, પરંતુ તે જો અપાત્રે પડયું હોય ને તેનો તેને મદ ચડી જઈ તેનો દુરૂપયોગ કરાય તો ઉભયની સંસાર યાત્રા દુઃખરૂપજ પરિણમે છે. વળી શરીરનું સૌંદર્ય કાંઈ હરહમેશ સ્થાયી રહેતું નથી. કાળના કારી સપાટાની અસર તેના પર પણ થાય છે જ. કાળે કરી યુવાવસ્થાનો બહાર શિથિલ થતાં સૌંદર્ય પણ કરમાતું જાય છે. એવે વખતે તો તેના ખરા સદ્ગુણો અગર આત્માંનું સૌંદર્ય જ આનંદ અને સુખનું ખરૂં સાધન હોય તેમ ખાત્રી થાય છે.

કજોડું કદિ કરવું નહીં. એથી મહા અનર્થો ઉત્પન્ન થાય છે. કજોડું કેવળ ઉમરનુંજ હોય તેમ નથી. સ્વભાવ અને ગુણનાં કજોડાં પણ તેટલાંજ દુઃખકારક નીવડે છે. સ્ત્રીપુરૂષની યોગ્ય ઉમર હોય, રૂપે રંગે સરખાં હોય, પણ જો સ્વભાવજ ન મળે તો હરહમેશ કજીયા ટંટા થઇ બેઉનો સંસાર ધૂળ મળે છે. ધંધાને અનુકૂળ કન્યા મળે તો મહદ્ ભાગ્યજ ગણાય. પરંતુ દુઃખની વાત છે કે હિંદુ સંસારમાં એમ સઘળી રીતે સંપૂર્ણ યોગ્ય કન્યાઓ મળતી નથી. તો પછી પસંદગી કરતાં આવશ્યક ગુણો તરફ લક્ષ રાખી પોતાને ઘેર આવ્યા પછી યોગ્ય તાલીમ આપી તેને પોતાને અનુકૂળ કરી લેવી એજ હિતાવહ માર્ગ છે.

( ઇ ) **ઉચ્ચ અને નીચ કૂળ**—લગ્નની બાબતમાં કૂળ જોવું એ પણ થોડી અગત્યની બાબત નથી. કારણ સારા ઘરમાં નીચ કૂળની એટલે વિષમ સંસ્કારવાળી કન્યા સુખ પામતી નથી,

તેમજ સુસંસ્કૃત કન્યાની સંસ્કારવિહીન કુટુંબમાં દયાજનક દશા થાય છે. હવે ઉચ્ચ અને નીચ કૂળ કોને કહેવું તે પ્રશ્ન અત્ર સહજ ઉદ્ભવે છે. એના ખુલાસામાં સામાન્ય રીતે એમ કહી શકાય કે જે કુટુંબમાં વંશપરંપરાથી વિદ્યાનો વાસ હોય ઉત્તમ સંસ્કૃતિ હોય, દૈવી સંપત્તિની મહેર હોય, અને સર્વ કોઇ રોજગારમાં મશગુલ હોઇ નીતિને માર્ગેજ ચાલતું હોય તે કૂળને ઉચ્ચ કહી શકાય. બાકી મોટી મોટી નાતોમાં સેંકડો રૂપિઆ ઉરાડયા હોય અને બાપના બાપે વાઘ માર્યાની વાતો-થીજ શ્રેષ્ઠતા સંપાદન કરાતી હોય તેને ડાહ્યા માણસો તો કુળવાન કહેશે નહીં. વળી ઉચ્ચ ને નીચ કૂળની છાપ કાંઇ પેઢી દરપેઢીથી ચાલી આવી શકે નહીં. પ્રારબ્ધ યોગથી ગણાતા કુળવાનો પણ દુર્વ્યસનથી ને અનીતિના માર્ગે જવાથી અકુલિન થઇ જાય છે, જ્યારે ગણત્રીમાં નહીં તેવાં કુટુંબો સ્વબળ અને વિદ્યા વ્યાસંગથી ઉચ્ચ પદવિમાં જઇ શકે છે. માટે કન્યા ઘર જોઇને નહીં પણ વર જોઇને આપવી એજ સલાહ ભરેલો માર્ગ છે.

(૩) લગ્નનું મહત્વ—સ્ત્રી પુરૂષનાં લગ્ન એક પ્રકારનું પવિત્ર બંધન છે. લગ્નથી ઉભયનાં સુખદુઃખ પ્રારબ્ધ અને જીવનની પણ એક ગાંઠ બંધાય છે. તથા વરવધૂ પાપ અને પુણ્યનાં પણ ભાગીદાર બને છે. કેટલીક વખત એમ પણ બને છે કે લગ્ન પછી નવવધૂના સહવાસથી તોફાની પુરૂષ શાંત, ક્રુર દયાળુ, શુષ્ક હૃદયી સ્નેહાળ, ને શરમાળ બોલકણો બની જાય છે. આનું કારણ તેની પત્નીની રહેણી કરણીની અસર છે. એકલા રહેવાથી દુર્ગુણના લાગેલા ચેપ સદ્ગુણી સ્ત્રી મળવાથી ધોવાઇ જાય છે, અને પડતીના ખાડામાં ધસતા નરરત્નને તેની શાણી સ્ત્રી બચાવી ઉભયનો સંસાર સુખરૂપ બનાવી શકે છે. આ પ્રમાણે લગ્નથી પરસ્પરના સદ્ગુણોની ન્યૂનાધિકની આપ લે કરી સમતોલ થવાથી સંસાર ચક્ર સુખરૂપ બનાવી શકાય છે.

(એ) પિતૃઋણ—હિંદુ ધર્મશાસ્ત્રાનુસાર લગ્ન વંશવૃદ્ધિ કરવા માટે ગણાય છે એ ઠીક છે, પરંતુ વંશવૃધ્ધિ કરવા માત્રથીજ ઋણ અદા થઇ જતું નથી. માબાપની દૈવી ફરજ તો પોતાની પ્રજાને ઉત્તમ સંસ્કારો પાડવા, તેને યોગ્ય કેળવણી આપી સંસારમાં યોગ્ય સ્થાન ઉપર મુકવાં, અને પરતંત્ર જીવન ન ગાળાવતાં તે પોતાના પગ ઉપર ઉભાં રહેતાં શીખે એમ કરવામાં છે એ પણ ભૂલવું ન જોઇએ. આ ફરજ તરફ જો માબાપ દુર્લક્ષ કરે તો તેઓ ઇશ્વરનાં ગુન્હેગાર બને છે એમ દૃઢ કરી માનવું. શરૂઆતમાં તેમને યથાશક્તિ ધનની મદદ પણ આપવી જોઇએ. તેઓ પોતાનું ગુજરાન ચલાવી શકે એવી સ્થિતિમાં આવે તે અગાઉ તેમને પરણાવી દુઃખી કરવાં નહીં. પિતૃઋણ અદા કરતાં આ સર્વ બાબતો ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે.

(એ) સ્ત્રીની યોગ્યતા જાળવવી—પ્રત્યેક સદ્ગૃહસ્થે મનને ભટકતું ન મુકતાં પોતાની સ્ત્રીમાંજ સંતોષ માનવો એ ગૃહસ્થાશ્રમને સુખી બનાવવા ઇચ્છનારાઓએ ખાસ ધ્યાનમાં રાખવું. પરિણીત સ્ત્રીમાં કાંઇ અપૂર્ણતા જોવામાં આવે તો તે યોગ્ય ઉપાયે સુધારી લેવી, પણ તેને કદિ હડધૂત કરવી નહીં. ગૃહ સાંસારિક બાબતોમાં તેની સલાહ લેવાથી તથા માન અને પ્રતિષ્ઠા જાળવવાથી સંસાર સુખરૂપ બને છે. પોતાની પરિણીત સ્ત્રીને પતિ કરતાં કોઇ પણ વધારે પ્રિય હોતું નથી એ સૂત્ર સદૈવ લક્ષમાં રાખી તે અખંડ જળવાઈ રહે તેની કાળજી રાખવી એ સત્પુરૂષનું કર્તવ્ય છે. સ્ત્રીને વસ્ત્રાલંકારથી સંતોષવી, તેને યોગ્ય છુટ આપવી, ને ટુંકામાં ઘરનું તમામ તંત્ર તેના હાથમાં મુકી દઈ તે સહેલાઈથી ચલાવી શકે તેમ તેને તૈયાર કરવી ને પોતે ઘરની બહારનાં કાર્યોમાં લક્ષ આપવું. સ્ત્રી કાંઇ પશુ નથી, તેમજ કેવળ વૈતરૂં કરી પેટ ભરવા સરજાયલી પણ નથી.

**તે આપણા જેવું માણસજ છે ને તેને કેળવવાથી તેની પાસેથી ઇપ્સિત કાર્યો પણ કરાવી શકાય છે,** સ્ત્રીઓને ઘર કાર્ય સિવાય અન્ય કોઈ કાર્યોમાં માથું મારવાનો અધિકાર જ નથી એવા સાંકડા વિચારો તો હવે નિર્માલ્ય જેવાજ લાગે છે. કારણ દુનીઆં આગળ વધતી જાય છે, અને સંસ્કારી સ્ત્રીઓ દુનીયામાં કેવો આગેવાની ભર્યો ભાગ લ્યે છે તે કાંઇ સમજાવવા જેવી બાબત હવે રહી નથી.

## ૨ સંતતિ.

ચારિત્ર્યવાન સંતતિ પણ ઉચ્ચ જીવનનું એક સાધન છે. સંસારમાં કેટલાક માણસો ધનવાન છતાં સંતતિહીન હોવાથી તેઓ દુઃખી દેખાય છે. તેમની **અઢળક લક્ષ્મી** કે જે ગરીબ વર્ગમાં વહેંચવામાં આવે તો અનેક દુઃખીઓનાં દુઃખ મુક્ત કરી શકે છે તે પ્રજા વગર **લેશ ભાર** પણ તેમને **સુખરૂપ લાગતી નથી.** તેમની જંખના બાલ બચ્ચાંમાંજ રહેલી હોય છે.જો ઇશ્વર કૃપાથી તેમને એકાદ પુત્રરત્ન પ્રાપ્ત થાય તો પછી તે પોતાનો સમસ્ત વૈભવ તેના પરથી ઓવારી નાખવા તત્પર થાય છે. એક બાજુ સંતતિની કીંમત જ્યારે આવી રીતે અંકાય છે, ત્યારે બીજી બાજુ ઘણાં છોકરાં વાળો કોઇ ગરીબ મનુષ્ય ગુજરાન ચલાવવા પૈસા મેળવવા અનેક વળખાં મારતો સંસારમાં દૃષ્ટિએ પડે છે. માટે થોડી પણ નીતિને માર્ગે ચાલનારી સંસ્કારી પ્રજા હોવી એ સુખી જીવનની નિશાની છે.

## ૩ કૌટુંબિક સુખ.

ઉપર પ્રમાણે પુત્રપૌત્રાદિનું બહોળું કુટુંબ ને તેમાં પણ સઘળાં જ એક સરખી રીતે સુખી એવા જીવનનો લ્હાવો તો પુણ્યશાળી જીવોજ મેળવી શકે છે. પરદેશમાં મનુષ્ય ગમે તેટલો સુધરેલી સોસાઇટીમાં ફરે, ને મોટાં મોટાં શહેરોમાં પોતાના પૈસાથી ગમે તેટલો વૈભવ ભોગવે, પરંતુ પોતાની જન્મ-

ભૂમિ ભલે તે એક નાનું ગામડું હોય ત્યાં જઇ પોતાનાં ભાઈ ભાંડુઓ અને બ્હેનોનાં નિઃસ્વાર્થી હેત તથા જનક જનનીનાં વાત્સલ્ય જ્યારે અનુભવે ત્યારે ખસુસ તેને પરદેશનાં ને શહેરી જીવનનાં સર્વ સુખો તૃણવત્ લાગે છે. તો પછી કોણ કહેશે કે સહરાના રણ જેવા આ સંસારમાં સુખદુઃખની અનેક વિષમ જવાલાઓથી દગ્ધ થયેલા હૃદયોને શાંતિ મેળવવા કૌટુંબિક સ્નેહ રૂપી આશ્વાસન આપતા લીલા લીલોતરી વાળા ટાપુઓ ઇશ્વરે નિર્માણ કર્યા નથી? સંસારમાં જો સુખનું સ્વપ્ન કાંઇ કહેવાતું હોય તો તે આનુંજ નામ છે. સંસારનાં સર્વ સુખો વૈભવો અને સાહેબી કુટુંબ વગરના એકલા માણસને તુચ્છ સમ જ લાગે છે. અન્યને ચાહતાં શીખવાના, પોતાના સુખ દુઃખમાં અન્યનો પણ ભાગ છે તે વગર આનાકાનીએ કબુલ કરતાં શીખવાના, તથા સ્વાર્થત્યાગના પાઠોની શરૂઆત આ કૌટુંબિક શાળામાંથી જ મનુષ્ય માત્ર શીખે છે. આવાં કારણોથી મોટી ઉમરમાં આવ્યા પછી પણ બચપણમાં બહોળા કુટુંબ સાથે ગાળેલા ધન્ય જીવનનું સ્મરણ માત્ર પણ તે વખતના સર્વ સુખોથી ચઢીયાતું લાગે તો નવાઇ જેવું નથી.

## ૪ મૈત્રી.

ઉત્તમ મિત્રો પણ સાંસારિક સુખો મેળવવામાં મોટી સહાય્યરૂપ થઈ પડે છે. મિત્રો એક જાતનું રસાયણ છે કે જે આપણાં દુઃખોને દૂર કરે છે, ભીડમાં મદદ કરે છે, આપત્તિમાંથી બચાવે છે, અને ઉન્નતિને માર્ગે દોરે છે. માટે સન્મિત્રોનો સહવાસ અવશ્ય રાખવો. મિત્રોના સહવાસથી ઘણું નવું જાણવાનું પણ મળે છે. પોતાનામાં રહેલા દોષ અને ઉણપ સન્મિત્રોના સમાગમથી સહજ જાણી શકાય છે; અને પોતાના દુર્ગુણો દૂર કરી સદ્ગુણો સંઘરવાની એથી તક મળે છે. માથે આવી પડેલા આપત્તિના વખતમાં મિત્રોના સ્નેહાળ શબ્દોજ દુઃખી હૃદયપર કેવી આનંદની છાયા પાડે છે? મિત્ર એક ઢાલ રૂપ છે. જે સુખના

વખતમાં પીઠ પાછળ પડી રહેલી શોભે છે, ને દુઃખના વખતે આગળ ધરી જીવ બચાવવામાં કામે લઇ શકાય છે.

## ૫ દૈવી સંપત્તિ.

સંસારમાં સુખ મેળવવાનાં સાધનોમાં અને ઉચ્ચ જીવન ગાળવામાં લક્ષ્મીનો મુખ્ય ભાગ છે. વસુ વગર નર પશુ સમ લેખાય છે. કારણ સંસારના સર્વ વ્યવહારોમાં લક્ષ્મીની જરૂર ડગલે ને પગલે પડેછે. ગરીબ કરતાં લક્ષ્મીપુત્રોને માન વધારે મળતાં જોવામાં આવેછે એ પણ વિત્તના પ્રભાવથીજ. વળી એમ પણ કહેવાય છે કે ઉચ્ચ કુળ વિદ્વતા ગુણ વાક્પટુતા દર્શનીયતા વીગેરે તમામ ગુણો કાંચનને આશ્રયે રહેલા છે. જો કે આ કહેવત વસ્તુતઃ સત્ય નથી, પણ લક્ષ્મીનું જોર કેટલું છે તે એ પરથી સહજ સમજી શકાય છે. તો ખરો ધનવાન કોને કહી શકાય અને લક્ષ્મીનો કેવો ઉપયોગ કરવાથી તે દ્વારા સુખ પ્રાપ્ત કરી શકાય તે હવે જોઇશું.

( અ ) ખરો શ્રીમંત—ખરો શ્રીમંત હમેશાં ધીમે ધીમેજ શ્રીમંત બનેલો હોય છે. સંસારના કડવા અનુભવોનો લ્હાવો તેણે પ્રથમ લીધેલો હોવો જોઇએ. તેમ કર્યા વિના જે એકદમ ધનવાન થઈ જાય છે, તે એકદમ નિર્ધન પણ બની જવા સંભવ રહેછે. સટોરીયા અને જુગારી શ્રીમંતો કાંઈ ખરા ધનવાન કહેવાય નહીં. પરસેવો ઉતારી પ્રાપ્ત કરેલી લક્ષ્મીના માલીકોજ ખરા શ્રીમંત કહી શકાય. ખરૂં જોતાં તો જે માણસ ચાલુ આવક વાળો હોય, અને પૈસો કમાવા જેવી અવસ્થા ન રહે ત્યારે ઘડપણમાં પણ આવક ચાલુ રહે તેવી જેની સ્થિતિ હોય તેજ ખરો શ્રીમંત કહી શકાય. તેવા ધનવાનની ચાલુ આવક ભલે થોડી રહી, તેને આવકના પ્રમાણમાં ધનવાન કહીશું; પણ એકદમ પૈસાદાર થઈ જનારાઓ કરતાં તેની શ્રીમંતાઇ લાંબી મુદત ટકી રહે છે એ તો નિઃસંશય છે. એજ પ્રમાણે ગરીબની વ્યાખ્યા દેતાં એમ કહી

શકાય કે જેની પાસે થોડા પૈસા છે તે ગરીબ નથી, પણ ઘણા પૈસા હોવા છતાં જે હમેશ તાણ ભોગવે છે, ને જેને વારંવાર વધારે પૈસાની તથા બીજા ઉપર આધાર રાખવાની જરૂર પડે છે તે ધનવાન છતાં પણ ગરીબજ સમજવો. અગર તો છતે પૈસે જેનું મન ગરીબ છે તેજ ખરો ગરીબ છે. જેનું દિલ ઉદાર છે તેને થોડો પૈસો પણ ઘણું સુખ આપે છે, પણ જેનો જીવ જ સાંકડો છે તેને તેની અઢળક લક્ષ્મી સોનાની બેડી કરતાં કાંઈજ વિશેષ નથી. શ્રીમંતાઇ અને ગરીબાઇના આ તફાવત પરથી ખરા શ્રીમંતનું જ્ઞાન સહજ થાય છે.

( આ ) **લક્ષ્મી એક શસ્ત્ર રૂપ છે**—સંપત્તિ બે પ્રકારની છે. દૈવી અને આસુરી. સત્કાર્યથી નીતિથી મેળવેલી લક્ષ્મી તે દૈવી, અને ફૂડ કપટ તથા છળ પ્રપંચથી અનીતિદ્વારા મેળવેલી લક્ષ્મી તે આસુરી માયા કહેવાય છે. દૈવી સંપત્તિ હમેશાં સત્કાર્યોમાંજ વપરાય છે ને તે દ્વારા વાપરનારની ઉન્નતિજ થતી જાય છે, જ્યારે આસુરી માયા અવળે રસ્તે ખર્ચાઇ તેના ભોક્તાને અવનતિના ખાડામાં તે હડશેલી મુકેછે. આ પરથી સિદ્ધ થાય છે કે લક્ષ્મી જેમ અનેક પરોપકારો કરવાનું સાધન બને છે તેમ તે અનેક અનર્થોની પણ ઉત્પાદક નીવડેછે. શસ્ત્ર વડે જેમ પોતાના દેહનું રક્ષણ કરી શકાય છે ને પોતાનો ઘાત પણ કરી શકાય છે તેજ પ્રમાણે **લક્ષ્મી એક એવું શસ્ત્ર** છે કે જેનો સદુપયોગ અને દુરૂપયોગ બન્ને કરી શકાય છે. તેના સદુપયોગથી મનુષ્ય ઉત્તમોત્તમ સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે, ને દુરૂપયોગથી તેજ ધન માણસની બુરામાં બુરી દશા પણ કરી નાખે છે. માટે ધનનો વ્યય કરવામાં પણ સાવચેતી રાખવાની જરૂર છે.

( ઇ ) **ધનમાત્ર સુખનું સાધન નથી**—ધનિકો સઘળા સુખી હોવા જ જોઇએ એવો પણ કુદરતી નિયમ જોવામાં આવતો નથી. ધનવાનોના ગાડી ઘોડા નોકરો ઉંચા બંગલા ને ભપકાબંધ પોશાકથી તેમને સુખી માની લેવા નહીં. એ સર્વેનો અંતરાત્મા

તો કોઇ કોઈ વાર ઘણો દુઃખી હોય છે. તેમનાં ચિત્ત એવાં તો ચગડોળે ચડેલાં હોય છે કે તેમને લેશભાર પણ શાંતિ હોતી નથી, ને એક ગરીબ ઝુંપડામાં રહેનાર મજુર કરતાં પણ તેમની જીંદગી દયાજનક લાગેછે. ધનવાનોના એવા દુઃખમય સુખ કરતાં તો સાધારણ સ્થિતિજ વધારે સારી. આનંદનાં ખરાં સાધનો જે ગરીબને છે તે જ શ્રીમંતોને પણ સામાન્ય રીતે સરખાં હોય છે. ધનને સારા માર્ગે ન વાપરતાં માત્ર સંચય કરનારા પૈસાદારોની પીઠ સોનાની લગડીઓના ભારથી વાંકી વળી જાય છે એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી. આ પરથી ફલિત થાય છે કે લક્ષ્મી આવી મળવા સાથે સર્વ સુખો પણ આવી મળેછે એમ માની શકાય નહીં.

(૭) લક્ષ્મીનો સદુપયોગ—વિત્ત અનેક અનર્થોનું ઉત્પાદક છે. તેનો કેફજ એવો ચડેછે કે ક્વચિતજ કોઈ મનુષ્ય લક્ષ્મીથી ઉદ્ભવતા મદ અભિમાન કુછંદ વ્યસન લોભ અતડાઈ વિગેરે દોષોથી બચી શકે. માટે સમજુ મનુષ્યે તો ભરતીના પાણીની પેઠે પોતા પર એ દેવીની જ્યારે કૃપા હોય ત્યારે તેનો સદુપયોગ કરી લેવો. લક્ષ્મીનો સ્વભાવજ ચંચળ છે. પ્રારબ્ધવશાત્ તે જેમ આવી મળેછે તેમજ તેને ચાલી જતાં પણ વાર લાગતી નથી. લક્ષ્મીને મેળવતાં એ કષ્ટ પડે છે, તેને સાચવતાંએ મુશ્કેલીઓ નડે છે,ને તે જતી રહે છે ત્યારે પણ દુઃખજ થાય છે. તો જેના આદિ મધ્ય ને અંતમાં દુઃખજ ભરેલું છે એવી દુઃખમય લક્ષ્મીનો સદ્માર્ગોમાં વ્યય જ કરી નાખવો એમ બુદ્ધિમાન પુરૂષો કહી ગયા છે. અમુક મનુષ્ય ધનવાન હોય કે ગરીબ હોય તેથી દેશને કાંઈ લાભહાની થતી નથી. પણ તે ધનવાન પોતાની લક્ષ્મીનો સદુપયોગ કે દુરૂપયોગ કરે તેની સાથે તો દેશની આબાદી કે બરબાદીનો ગાઢો સંબંધ રહેલો છે. ધનને જવાના ત્રણ માર્ગ છે. દાન, ઉપભોગ, ને નાશ. પ્રથમના બે રસ્તા જો બંધ કરાય તો ત્રીજે માર્ગેથી તે જરૂર ચલિત થઇ જાય છે. ધનાઢય મનુષ્ય તેની અઢળક લક્ષ્મીમાંથી

પોતાને હાથે કરી જેટલી વાપરે તેટલીજ તેની છે; બાકી રહેલી તો તે બીજા માટે મુકી જાય છે, અને અન્ય માટે રહેવાની તે લક્ષ્મીની જીવતાં સુધી તે મનુષ્ય ચોકી માત્ર કરે છે એમજ સમજવાનું છે. લક્ષ્મીનો સ્વભાવ એવો છે કે તેને બંધનમાં રાખીએ તો નાશી જાય છે, પણ તેને કોઈ પણ કાર્ય કે હુન્નરમાં ફરતી રાખીએ કે હાથે કરી સદ્વ્યય કરીએ તેમ તે વધતી જાય છે. લક્ષ્મીના સદુપયોગ કરવાના અનેક માર્ગ છે. સર્વથી શ્રેષ્ઠદાન વિદ્યાદાન છે. માટે અનાથ ગરીબોને વિદ્યા મેળવવા મદદ કરવી એ પુણ્ય કરવાનો ઉત્તમોત્તમ માર્ગ છે. નાતો અને બ્રહ્મભોજન દ્વારા થતા અન્નદાન કરતાં પણ વિદ્યાદાનથી અધિક પુણ્ય પ્રાપ્ત થાય છે. વિદ્યાર્થીઓને ફી પુસ્તકો સ્કોલરશીપો આપવી, તેમને માટે બોર્ડીંગો સ્થાપવી, આંધળાં લુલાં લંગડાં ને અનાથોને મદદ કરવી, દવાખાનાં કાઢવાં, જળાશયો બંધાવવાં વિગેરે પુણ્યના અનેક બીજા રસ્તા પણ છે. આ ઉપરાંત સમસ્ત દેશને મોટા લાભ થાય તેવા વ્યાપાર હુન્નર ખીલવવા ધનની મોટી રકમો રોકી તે દ્વારા પોતાના હજારો દેશી બાંધવોને ધંધે લગાડવા એ તો વળી પુણ્યનો મોટો ધોરી માર્ગજ કહી શકાય. હિંદને આજકાલ આવા પ્રકારનો પુણ્યમાર્ગ ગ્રહણ કરવાની આવશ્યક્તા છે.

(એ) ધનસંચય અને કરકસર—કેટલાક કહે છે કે "ધનને શું કરવું છે, લાજ આબરૂ છે તે ઘણું છે." પણ આમ કહેનારાઓ ભૂલ કરે છે. એવા વિચાર માત્રથી આવેલું ધન ગમે તેમ ઉરાડી દઈ ભવિષ્યને માટે તથા આપત્તિઓ માટે બીલકુલ સંચય ન કરવો એ તો મૂર્ખતાનું જ લક્ષણ ગણાય. કુટુંબપોષણ માટે, કોઈને મદદ કરવા માટે, વૃદ્ધાવસ્થામાં હાથ પગ ન ચાલે તે વખત માટે ધનનો સંચય કરી રાખવો આવશ્યક છે; પણ તે કંજુસાઈ કરીને નહીં. મનુષ્ય ધારે તો કંજુસાઇ કર્યા વિના પણ પોતાના નિત્યના ખર્ચમાંથી તેમજ ઘેર આવતા પ્રસંગો પર થતા બીન જરૂરી ખર્ચોમાંથી કરકસર કરી ઘણું બચાવી શકેછે.

તેવડ તો ત્રીજો ભાઈ છે. હિંદુઓમાં જ્ઞાતિવરા એ પૈસો ઉરાડી દઇ હાથે કરી ગરીબી વ્હોરી લેવાની મૂર્ખતા ભરી રૂઢી છે. હરહમેશ જેમાં ને તેમાં કરકસર કરાતી હોય ને આવે પ્રસંગે કીર્તિના લોભે તે વાપરી નાખવી કે દેવાં કરીને પણ આંખો મીંચી પૈસો ઉરાડી નાખવો એ તો ખાળે ડાટામારી દરવાજા ઉઘાડા મુકવા જેવું ગાંડપણજ ગણાય. જેને ઇશ્વરે પુષ્કળ દ્રવ્ય આપ્યું હોય તેઓ ભલે એમ વાપરી લ્હાવો લ્યે, પણ દેખાદેખી કરી ગજા વગર ગરીબોએ પણ તણાવું એનું નામ મૂર્ખતા નહીં તો બીજું શું ? એવી ઘેલછા કરનારાઓની બે દિવસ વાહવાહ કરનારાજ પાછળથી મશ્કરી કરે તો તેમાં આશ્ચર્યજનક કાંઇજ નથી. માટે ખર્ચ હમેશાં આવકના પ્રમાણમાંજ રાખવું. આવક ખર્ચનો હિસાબ અવશ્ય રાખવો. કોઇ વખત તંગી ભોગવવી પડે તો ભલે, પણ દેવું કદિ ન કરવું. દેવા સમાન તો દુઃખ નથી. દેવાદારને રાત્રે ઉંઘ પણ આવતી નથી. વ્યાજના રામને કોઇ પહોંચતું નથી. કહેવત છે કે એક રામે લંકા લીધી તો આઠ રામ શું ન કરે? માટે સોડય પ્રમાણે સાથરો તાણવો એજ સમજુ મનુષ્યોનું કર્તવ્ય છે.









નુષ્ય માત્રના સુખી અને આદર્શભૂત જીવનનો મુખ્ય આધાર કેળવણી પર છે. કેળવણીજ પશુતુલ્ય સ્થિતિમાંથી મનુષ્યને દૈવી પદવિ પર લઇ જઈ મુકેછે. સારૂં ને નરસું નીતિ ને અનીતિ અને ગ્રાહ્ય ને વર્જ્ય વિષયોનું ભાન કેળવણીથીજ પ્રાપ્ત થાય છે. માટે મનુષ્યમાત્રને તન અને મનની કેળવણી આવશ્યક છે

## ૧ કેળવણીનું સત્ય સ્વરૂપ.

મનુષ્યની સર્વ મનોવૃત્તિઓ સારી રીતે વિકસે અને ચપળ થાય,સર્વ માનસિક વૃત્તિઓ ખીલે વૃદ્ધિ પામે ને તેનો વ્યવહારમાં કેમ ઉપયોગ કરવો તે સમજાય, ચરિત્ર્ય શુદ્ધ થાય, સંસારનો ભાર વહન કરવા શક્તિમાન થવાય, અને શારીરિક શક્તિઓ કસાય તેનું નામ કેળવણી. જ્ઞાનરૂપી વિશાળ વૃક્ષને પૂર્ણપણે જાણવું, તેની શાખાઓનો પરસ્પરનો સંબંધ સમજવો, અને તેની સામાન્ય ઘટનાનું વાસ્તવિક જ્ઞાન મેળવવું તેનું નામ કેળવણી. શિક્ષણ અને કેળવણીમાં પણ ફરક છે. શિક્ષણ કરતાં કેળવણીનો દરજ્જો ઉંચો છે.શિક્ષણ દ્વારા મેળવેલું જ્ઞાન મગજમાં પચાવી વ્યવહારમાં તેનો સદુપયોગ કરતાં શીખવું તેનું નામ કેળવણી.જેનાથી જનસમાજની ખાતર પોતાના સર્વસ્વનો ભોગ આપતાં શીખાય, સંસાર સુખરૂપ

બનાવી શકાય, જ્ઞાન ઉપર અભિરૂચિ ઉત્પન્ન થાય, ચારિત્ર્ય શુદ્ધ આદર્શનીય થાય તેનું નામ કેળવણી. જેના વડે મનુષ્ય કાર્ય-કુશળ બને, સુખદુઃખ સહન કરતાં શીખે, સંતોષી રહી જ્ઞાનાનંદમાં મસ્ત રહે, પોતાની ફરજ સમજી તે કેમ અદા કરવી તે જાણે, સત્યનેજ ચહાય, દુષ્ટતાને ત્યજી સુસંસ્કારિતા પ્રાપ્ત કરે, દરેક બાબતનો સારાસાર સહજ જાણી શકે, ને સ્વભાવે નમ્ર, શરીરે નિરોગી, નિયમિત ધર્મપરાયણ વ્યવવસ્થિત રીતે કામ કરનારો, અડચણોને હઠાવનારો, સ્વતંત્ર વિચારનો, અને જાત મહેનત કરવામાં નાનમ ન સમજનારો થાય તેનું નામ કેળવણી.

## ૨ શારીરિક કેળવણી.

કેળવણીના સર્વ પ્રકારોમાં શારીરિક કેળવણી મુખ્ય છે.પરંતુ અફસોસની વાત છે કે હાલ તેના તરફ દુર્લક્ષ જ કરાય છે; ને શરીરને પડતું મુકી મગજને કેળવવામાં જ કેળવણી સમાઈ જતી માની લેવાય છે. તેથી હાલ શરીરે નિર્બળ પણ વિચારવમળમાં ગોથાં ખાતી પ્રજાનો વર્ગ ઉત્પન્ન થતો જાય છે. હાલનાં આહારવિહાર ને વાતાવરણ પણ પ્રથમ કરતાં ઘણાં બદલાઇ ગયાં છે. એકંદરે સાંપ્રત સમયમાં શારીરિક સંપત્તિ કેમ સાચવવી એ તો પ્રજા ભૂલી ગઈ હોય તેમજ જણાય છે. આપણા પૂર્વજોનાં આયુષ્ય શરીરના બાંધા અને કોવત તથા વૃદ્ધાવસ્થા સુધી કામ કરવાનો ઉત્સાહ એ સર્વ આજકાલના યુવકોને પણ શરમાવે છે.આમ થવાનું કારણ સાંપ્રત શિક્ષણ પ્રણાલી પણ ઘણે અંશે દોષપાત્ર છે. હાલની શિક્ષણ પદ્ધતિથી શરીર કસાતાં નથીં પણ ઘસાય છે. માનસિક જ્ઞાન મેળવવા હજારો ને લાખોને ખર્ચે મોટી મોટી પાઠશાળાઓ સ્થપાય છે ને ત્યાં મોટા પગારે મગજના જબરા પણ શરીરે નબળા પ્રોફેસરો જ્ઞાનના પોટલા છોડે છે, પણ શારીરિક સંપત્તિ કેળવવા તાલીમખાનાં ને અખાડા ઠેર ઠેર નજરે આવતા નથી તથા તે શાસ્ત્રનું શિક્ષણ આપવા તેવા વ્યાયામ શાસ્ત્રીઓ પણ મોટે પગારે રોકાતા નથી એ દેશના અનિષ્ટ ભાવિનુંજ દિગ્દર્શન

કરાવેછે. શારીરિક સંપત્તિ ઉચ્ચ પ્રકારની હોવા સિવાય એકલા માનસિક વિકાસનો કાંઇજ અર્થ નથી. યાંત્રિક રીતે તૈયાર થએલા એવા સેંકડો યુવકો પદવિ લઇ બહાર પડતાંની સાથે જ કાળના મુખમાં સપડાતા આપણે હર હંમેશ જોઇએ છીએ.આવી ભયંકર કેળવણીથી દેશનો ઉદય કયાંથી થાય ?

## ૩ બાળ કેળવણી.

સઘળા પ્રકારની શારીરિક કે માનસિક કેળવણીનો પાયો બાળ કેળવણી છે. બાળકના બાંધાનું બંધારણ પણ બચપણમાંજ સુધારી શકાયછે. તેને માટે તેને છુટથી રમવા અને ખેલવા દેવાં જોઇએ. ભણતરનો ભાર સાત આઠ વર્ષની ઉમર પછી જ લદાય તે વધારે સારૂં. બાળકોને જેવાં બનાવવાં હોય તેવા પ્રકારનું તેમના મનને વલણ આપવું જોઇએ. નિર્દોષ બાળકનું ભાવિ વિધાતા તો પછી ઘડે છે પણ માતા ગર્ભમાં હોય ત્યારથીજ પોતાની સંતતિનું ભાવિ જાણ્યે અજાણ્યે ઘડવા મંડે છે એ વાત કદિ ભૂલવી ન જોઇએ.બાળકોના ગુણદોષ સ્વભાવ અને ચારિત્ર્યનાં જોખમદાર પણ તેના માતપિતા પ્રથમ છે, ને પછી શાળાના ગુરૂ. કારણ જન્મતાંની સાથેજ કેળવણીની શરૂઆત બાળક પોતાની માતા પાસેથી કરેછે. પ્રથમનાં પાંચ વર્ષોમાં બાળક ઘેર રહી માતા પિતા પાસેથી જે જ્ઞાન મેળવે છે તેટલું આખી જીંદગીમાં પણ મેળવી શકતું નથી એમ દૃઢ કરી માનવું. છોકરાંને મારપીટ કદિ ન કરવી, તેમજ અયોગ્ય રીતે અંકુશમાં રાખી દબાયલાં રહે તેમ ઉછેરવાથી તેમના મગજની શકિતઓ સ્વતંત્રપણે કામ કરતી અટકી જાય છે. તેથી જેમ જેમ ઉમરમાં વધતાં જાય તેમ તેમ તેને વધારે છૂટ આપતાં જવી, ને યુવાવસ્થામાં આવે એટલે તો માત્ર તેમના પર આડકતરી રીતે દેખરેખ રાખી તેની બુદ્ધિપ્રમાણે વિચરવા દેવાં. બાળકો માટે જે કાળજી રાખવા જેવું છે તે તો પ્રથમનાં પાંચ વર્ષો જ છે. મોટપણે પણ તેમને અંકુશમાં રાખવા જતાં તે સ્વેચ્છાચારી બની જવા સંભવ છે. પોતાનાં બાળકો સારાં થયેલાં

જોવા ઈચ્છનાર માબાપોએ બાળકોને નોકરો પાસે કદિ ન ઉછેરાવવાં, ખોટા ભયથી દૂર રાખવાં, બાળક પણ ન્હાનકડું મનુષ્ય છે એ સૂત્ર હૃદયમાં કોરી રાખવું, તેમની જીજ્ઞાસાવૃત્તિ પોષવી, શિષ્ટાચાર શીખવવો, તેમના મિત્રો અને પુસ્તકો પર નજર રાખવી, તેને જે ધંધામાં નાખવાં હોય તેને અનુરૂપ તેમના મનને વલણ આપવું, અને સ્વચ્છતા, સ્વાર્થત્યાગ, સ્વાવલંબીપણું, નિયમિતપણું, સુવ્યવસ્થતા, મહત્વાકાંક્ષા, તથા સ્વદેશ પ્રેમના પાઠો તેમની રગેરગમાં બચપણથીજ ઓતપ્રોત કરવા. બાળકોને વૈભવી વિલાસી ને ખર્ચાળ ન બનાવવાં. તેઓ કુછંદમાં ન સપડાઇ જાય તેની ખાસ કાળજી રાખવી. તેમની ન્હાની ન્હાની બાબતો પર પણ દુર્લક્ષ ન કરવું. કારણ દરેક બાબત ન્હાનેથીજ મોટી થાય છે. સદ્‌ગુણ તેમજ દુર્ગુણનું મૂળ પ્રથમ ન્હાનુંજ હોયછે. આ તમામ બાબતો બાળકોના લક્ષમાં ઉતારવાથી તેઓ સુસંસ્કારી બનેછે એ નિઃસંશય છે.

## ૪ શાળાની કેળવણી.

બાળકોને શાળામાં મોકલ્યા પછી ત્યાં જે શિક્ષણ અપાયછે તે કાંઈ સંપૂર્ણ શિક્ષણ નથી. તે તો જ્ઞાનના વિશાળ સમુદ્ર તરફ જવાના માર્ગનું સૂચન માત્ર છે. શાળાઓમાં અને પાઠશાળાઓમાં મળી માત્ર ભાષાજ્ઞાન જ અપાય છે. બીજા પણ અનેક વિષયોનું અપૂર્ણું જ્ઞાન અપાય છે તે અર્થ વગરનું છે. અને અગત્યની બાબતોના શિક્ષણ તરફ દુર્લક્ષ જ કરાયછે. સ્કુલમાં અપાતું વ્યાકરણ ભૂગોળ વાચન વિગેરેનું જ્ઞાન તે તો જમવાનાં સાહિત્ય થાળી વાટકા લોટા જેવું છે. જેમ જમવાનાં તે પાત્રો ખરેખરૂં ભોજન નથી પણ તે વડે માત્ર જમી શકાય છે તેમ શાળામાં અપાતું જ્ઞાન તે ખરૂં જ્ઞાન નથી પણ તે દ્વારા આગળનું સત્ય જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. હાલની કેળવણી અમુક ધંધાનો માણસ તૈયાર કરતી નથી, તેમ ખરો મનુષ્ય પણ બનાવતી નથી એવી તે અપૂર્ણ છે. માતૃભાષાનું

સાંગોપાંગ જ્ઞાન, સ્વદેશનો પ્રાચીન અર્વાચીન સંપૂર્ણ ઇતિહાસ, વ્યાવહારિક ને નીતિનું તથા ધર્મનું જ્ઞાન, તથા દેશકાળને અનુસરી વ્યાપાર હુન્નર અને ખેતીનું જ્ઞાન મેળવવાનો હાલની શિક્ષણ પદ્ધતિમાં અવકાશ જ નથી. આવી અપૂર્ણ ને બીનજરૂરી કેળવણીથી દેશનો ઉદય થવાની આશા રાખવી વ્યર્થ છે. કહેવાને હરકત નથી કે હાલની આવી સંદિગ્ધ કેળવણીના પ્રતાપે જ દેશમાં ઉત્તમ ચારિત્ર્યવાન મહાન નરો ઉત્પન્ન થઇ શકતા નથી. આવી ભયંકર શિક્ષણ પદ્ધતિનો બને તેમ ઝટ ત્યાગ કરી આપણા દેશકાળને અનુસરતી પદ્ધતિ દાખલ નહીં કરાય તો પરિણામ આથી પણ દુઃખદ આવે તેમાં નવાઈ કાંઈજ નથી. આજકાલ સ્વદેશી હિલચાલને અંગે આ દિશામાં જોસભેર પ્રગતિ ચાલી રહી છે જેને એકે અવાજે વધાવી લેવાની ખાસ અગત્ય છે.

## ૫ વ્યાવહારિક કેળવણી.

મનુષ્યને જ્ઞાન મેળવવા માટે શાળાઓ અને મહાપાઠશાળાઓનું શિક્ષણ માત્ર જ બસ નથી. આ સંસાર પણ એક મહાન પાઠશાળાજ છે. તેમાં અનુભવથીજે જ્ઞાન મેળવાય છે તે પુસ્તકો દ્વારા મેળવી શકાતું નથી. આ પરથી એમજ જણાય છે કે દરેક માણસ મરણ પર્યંત જાણ્યે અજાણ્યે વિદ્યાર્થી અવસ્થા જ ગાળે છે ને તે સાંસારિક અનુભવો પરથી નવું નવું શિક્ષણ મેળવતો જ જાયછે.

## ૬ સદ્વર્તન અને ચારિત્ર્યની કેળવણી.

આ પ્રમાણે સર્વ પ્રકારની કળવણી લીધા છતાં મનુષ્યસ્વભાવ ભૂલને પાત્ર છે. માણસ જો ભૂલ ન કરે અને ઠોકર ન જ ખાય તો તે દેવ રૂપજ ગણાય. સાધારણ રીતે એવો કુદરતી નિયમ જોવામાં આવે છે કે માનસિક બળ વાળાઓનું શારીરિક બળ કમતી હોય છે. ને તેથી ઉલટું શરીરમાં બળીયાનું માનસિક

બળ ઉતરતું પણ હોઇ શકે. મનુષ્ય સ્વભાવ ચંચળ છે તેથી તેને ચળી જતાં વાર લાગતી નથી. સંસારની અનેક લાલચોને લાત મારવા તથા સદાચરણી થવા મનોનિગ્રહ અને આત્મસંયમની ખાસ આવશ્યકતા છે. મન ઉપર આત્મસંયમ રૂપી અંકુશ લાંબો વખત રહેવાથી ચારિત્ર્યબળ કેળવાય છે. સંસારમાં કેળવણી લઇ લઇને પણ જેમનું ચારિત્ર્ય કેળવાતું નથી તેને કેળવાએલો મનુષ્ય જ ન કહી શકાય. કારણ વિદ્વાન થવું તો સહેલું છે, પણ ઉત્તમ ચારિત્ર્યવાન થવું મુશ્કેલ છે. ઘણી વખત એમ પણ જોવામાં આવે છે કે સઘળા જ વિદ્વાનો ઉત્તમ ચારિત્ર્યના હોઇ શક્તા નથી. જ્યારે સદ્વર્તનશાળી મનુષ્ય વિદ્વાન નહીં તો ડાહ્યો તો હોઇ જ શકે. વિદ્વતા ને ડહાપણમાં પણ તફાવત છે. વિદ્વતા બુદ્ધિ પર ચડાવેલો ઓપ છે; જ્યારે ડહાપણ તો કુદરતી બક્ષીશ છે. ડહાપણ ને વિદ્વતા બેઉ એક સાથે મળે ત્યારે મનુષ્ય ઉત્તમ ચારિત્ર્યનો થઈ શકેછે. વળી જાહેર કીર્તિવાળા સર્વ મનુષ્યો જ ઉત્તમ ચારિત્યના હોવા જોઇએ એવી અટકળ પણ ભૂલ ભરેલી છે. મોઢેથી શાણપણની મોટી મોટી વાતો કરવી બહુ સહેલી છે, પણ તે પ્રમાણે વર્તન રાખવું તેટલું સહેલું નથી. સંસારમાં આબરૂ તો ઘણી વેળા અયોગ્ય માણસો પણ મેળવી જાય છે, પણ સદ્વર્તન તો શુદ્ધ આચરણથી જ મેળવાય છે. આ પરથી ફલિત થાય છે કે વિદ્વાનો લોકોને પોતાની વિદ્વતાથી આશ્ચર્યચકિત કરી ઘડીભર આંજી શકેછે, પણ ઉચ્ચ ચારિત્ર્યના પુરૂષો તો જનસમૂહના હૃદયના ખરા રંગથી પૂજ્યપાદ બની રહે છે. વિદ્વતા તો પુસ્તદ્વારા પણ મેળવી શકાય છે; પણ સદ્વર્તન તો સંસારરૂપી શાળામાં અનેક ઠોકરો ખાધા પછી પાકટ અનુભવે પ્રાપ્ત થઇ શકે છે. માટે મનુષ્યોએ વિદ્વાન બનવા કરતાં ઉત્તમ ચારિત્ર્યવાન બનવા પ્રયત્ન કરવો જોઇએ.

## ૭ પુસ્તકશાળા પણ મહાન પાઠશાળા છે.

ઉત્તમ પુસ્તકોનું વાચન અને તેનુ સતત મનન ચારિત્ર્ય ઉત્તમ બનાવવાનાં અનુષંગી છે. પુખ્ત વયમાં આવ્યા પછી તેમજ વૃદ્ધાવસ્થામાં જ્ઞાનનાં ભંડાર રૂપ ઉત્તમ પુસ્તકોનુ વાચન મનુષ્યોના સ્વભાવમાં જબરૂં પરિવર્તન કરી નાખેછે, તો બાળકોના ઉછરતા મગજ પર તેની સ્થાયી છાપ પડે તેમાં શું આશ્ચર્યજ? વાનપ્રસ્થા અવસ્થા વાળાઓને તો પુસ્તકો ઉત્તમ મિત્રોની ગરજ સારે છે. તેમના લાંબા કંટાળા ભરેલા કલાકો પુસ્તકોના સહવાસથી ઝટ ચાલ્યા જાય છે. મનુષ્ય જે પ્રકારનુ જ્ઞાન મેળવવા ધારે તે પ્રકારનુ જ્ઞાન ઘેર બેઠાં ને વગર ફીએ સહેલાઇથી પુસ્તક દ્વારા મેળવી શકેછે. અનેક પુસ્તકોના વાચનથી બહુશ્રુત થવાય છે. પણ ખરૂં તત્વ બહુશ્રુતપણામાં નથી. જ્ઞાન મેળવવા તો વાંચેલાનું મનન અને તે ઉપર સારી પેઠે ચર્ચાની જરૂર છે. તે સિવાય ઘણા વિષયોનુ એકલુ બહોળુ વાચન ઘર કરાવવુ હોય ત્યારે એકઠા કરાએલા વિવિધ પ્રકારના સામાન જેવુ છે. વાંચેલા વિષયોનુ મનન તે એકઠા કરેલા સામાનમાંથી નકામો સડેલો ભાંગેલો તુટેલો માલ કાઢી નાખી બાકીનાને સમારી ઉપયોગમાં લેવા જેવો બનાવવા બરાબર છે. વાંચેલા ઉપર વાદવિવાદ કરવો તે કરવા ધારેલા મકાનનુ માપ લેવું, તેનું પ્રમાણ મજબુતી રચના ઘાટ ને ભવ્યતા જોવા બરાબર છે. માટે ઉત્તમ જીવન ગાળવા ઇચ્છતા પુરૂષોએ બહોળા વાચન દ્વારા જ્ઞાન મેળવી તેને મગજમાં પચાવવું જોઇએ.

## ૮ તું તારો ગુરૂ થા.

એ પ્રમાણે મનુષ્ય જેમ જેમ ઉમરમાં વધતો જાયછે તેમ તેમ પોતેજ આપોઆપ પોતાનો ગુરૂ થતો જાય છે. મનુષ્ય જો ધારે તો બીજાના બોધ કરતાં પોતે જ પોતાની જાતને વધારે

સારી રીતે સુધારી શકે છે. પોતાના ગુણુ અવગુણુ પોતેજ સમજી શકવા અને તેમાં યોગ્ય સુધારો કરવા જેટલી શક્તિ મેળવવી એ કાંઇ સહેલી વાત નથી. અને જેને એ શક્તિ છે તેને બીજા પાસેથી ઉછીનું જ્ઞાન લેવાની પણુ જરૂર રહેતી નથી. પોતે પોતાનું ખરૂં સ્વરૂપ ઓળખવું તેને તો આપણા ધર્મશાસ્ત્રોનાં જ્ઞાનીની ઉત્તમ પદવિ કહી છે. માણસને પોતાની જાતના જેવો બીજો કોઇ મિત્ર કે શત્રુ નથી એ સત્ય અક્ષરશઃ ખરૂં છે.

## ૯ પ્રભુ પદની પ્રાપ્તિ.

જ્ઞાનની એમ ઉત્તરોત્તર કોટીએ ચડતાં છેવટ મનુષ્યને સત્ય જ્ઞાન અને ઇશ્વરની ઓળખ થાય છે. ને તેજ ખરૂં જ્ઞાન છે. પ્રાણી માત્રમાં સમભાવના, ઈશ્વરની અગાધ લીલાનું બારીકાઈથી અવલોકન, પંચ મહાભૂતોનાં વિવિધ રૂપો ને તેમાં ઇશ્વરની એકરૂપતા. તથા છેવટ પોતાના આત્માનો પરમાત્મા સાથેનો સંબંધ ઓળખી તેમાં તેને જોડી દેવો તેનું નામજ જ્ઞાન. એ ઉત્તમોત્તમ જ્ઞાન આગળ સંસારના સર્વ વૈભવ ઉપભોગ આશા તૃષ્ણા રાગ દ્વેષ અહંભાવ મમત્વ આપોઆપ ગળી જાય છે; ને મનુષ્ય પોતાના આત્માને ઉચ્ચ બનાવતો બનાવતો અમરત્વમાં મળી જાયછે.





# ૫ વ્યાવહારિક જીવન.

## ૧ ક્રિયાસિદ્ધિ.



મનુષ્ય માત્ર દુનીયામાં જેના વડે માન મેળવવા ભાગ્યશાળી થાય છે, જેનાથી તેનું નામ પાછળથી લોકો સંભારે છે તે તેની કૃતિ છે. મનુષ્યે કરેલાં સારાં નરસાં કૃત્યોથીજ માણસ પોતાની પાછળ સારી વા નરસી નામના મુકી જાય છે. વસ્તુતઃ મનુષ્યની ઉમરનું ખરૂં માપ તેણે નિરર્થક ગાળેલાં વર્ષોના લાંબા ગાળા ઉપરથી નથી આંકી શકાતું પણ તેણે આખા જીવનમાં જે સત્કાર્યો કર્યાં હોય અગર અન્યને ઉપયોગી થઇ પડે તેવા વ્યવસાયમાં તેણે જે વખતનો ભોગ આપ્યો હોય તેજ તેના જીવનનો ખરો ભાગ છે. બાકીનાં વર્ષો તો એળે ગુમાવેલાં જ ગણાય. કરેલાં કાર્યો પરથી મનુષ્યની જીવનપ્રણાલી સ્વભાવ હૃદય અને ખરા મનુષ્યત્વની કીંમત પણ આંકી શકાય છે. આવી કાર્યકુશળતા સર્વનામાં સરખી હોઇ શકે નહીં. કોઈ જન્મથીજ વ્યવહારકુશળ હોય છે, તો કોઈ અનુભવથી શીખે છે. આ ઉપરથી મનુષ્ય માત્રના ઉત્તમ મધ્યમ કે સાધારણ જીવનનો આધાર તેની કાર્ય કરવાની શક્તિ પર અવલંબે છે. સંસાર વ્યવહારનાં કાર્યો કેવી

રીતે કરવાથી મનુષ્ય ફત્તેહ મેળવી શકે એ કાંઇ શીખવાડયું શીખાતું નથી, છતાં આદર્શભૂત જીવન ગાળવાના જીજ્ઞાસુઓને તેની કાંઇક માર્ગદર્શક યાદી અત્ર અપાય છે.

( અ ) કાર્યાકાર્યનો નિર્ણય અને સંકળના:—દરેક કાર્યની ફત્તેહ તેની સંકળના ઉપર આધાર રાખે છે. કોઇપણ કાર્ય કરતાં અગાઉ પ્રથમ તે કરવું યોગ્ય છે કે કેમ, તેનું શું પરિણામ આવશે તેનો વિચાર કરી લાભદાયક જણાય તો તે કરવા નિશ્ચય કરવો. નિશ્ચય કર્યા પછી તેને ફત્તેહમંદ કેમ બનાવવું તેની સંકળના ગોઠવવી. આ રીતે કામ લેવાથી તેમાં જરૂર યશ મળે છે. જ્યારે એકી સાથે ઘણાં કાર્યો કરવાનાં હોય ત્યારે પણ કાર્યની સંકળના ઘણી મદદ રૂપ થઇ પડે છે. વખતના પ્રમાણમાં કાર્યના વિભાગ પાડી અમુક વખતે અમુક કામ કરવાનો નિર્ણય કરાય ને તે નિયત કરેલા વખતે નિયત કરેલું કાર્ય કરાય તો ઘણાં કાર્યો પણ એક સાથે સહેલાઈથી કરી શકાય છે.

( આ ) એકાગ્રતા—આ પ્રમાણે હાથ ધરેલા કાર્યને સાંગોપાંગ પાર ઉતારવા તેમાં દિલ જોડવાની જરૂર છે. બેદિલથી અગર અર્ધા મનથી કરેલું કાર્ય કદિ શુભ ફળ લાવતું નથી. તેથી ઉલટું હૃદયના ખરા રંગથી જે કાર્ય થાય તેનું ઇપ્સિત ફળ અવશ્ય મળેછે. નાનાં છોકરાંને એકચિત્ત થવાની ટેવ પાડવાનું જે આગળ જણાવાયું હતું તે ટેવની આંહીજ જરૂર પડે છે. જેમ અભ્યાસમાં એકચિત્તની જરૂર જણાય છે તેમજ સંસાર વ્યવહારનાં સર્વ કાર્યો માટે સમજી લેવું. જ્યાં સુધી એક કાર્ય ચાલતું હોય ત્યાં સુધી તે પછીના કે બીજા અન્ય કોઈ પણ કાર્યનો મનમાં વિચાર પણ ન લાવવો જોઇએ, વારા ફરતી એક પછી એક દરેક કાર્ય લેવું ને તે સર્વ એકચિત્તથી શાંતિથી ગભરાયા સિવાય કરાય તો કોઈપણ જાતના ગોટાળા સિવાય સર્વ કાર્યો ઉત્તમ રીતે કરી શકાયછે. મનની એકાગ્રતા તો એટલે સુધી કેળવી શકાય છે કે ઇશ્વરદત્ત બુદ્ધિવાળા મનુષ્યો તો એક સાથે અનેક બાબતો

પર સરખું ધ્યાન આપી શકે છે. જેની સત્યતા અષ્ટાવધાન કે શતાવધાન જોનારાઓ સારી પેઠે સમજી શકશે.

(ઘ) પરિપૂર્ણતા—કાર્યની ફત્તેહ તેની પરિપૂર્ણતા ઉપર રહેલી છે. અર્ધા કામની કાંઇજ કીંમત નથી. કામ અર્ધું કરી પડતું મુકવું એ તો મનની નિર્બળતા દર્શાવેછે. એનાથી તો કામની શરૂઆતજ ન કરવી એ વધારે સારૂં. કાર્યમાં વિઘ્ન આવશે એવા ખોટા ભયથી નબળા મનના માણસો કોઇ પણ કાર્યની શરૂઆત જ કરતા નથી, જ્યારે અર્ધદગ્ધ પુરૂષો અર્ધું કાર્ય કરીનેજ પડતું મુકે છે. પણ અનેક વિઘ્નો આવ્યા છતાં કાર્યની સંપૂર્ણતા સુધી જે પુરૂષો પહોંચે છે તે પુરૂષોને જ વિજયશ્રી વરમાળ આરોપે છે. અનેક કાર્યો અર્ધાં અર્ધાં કરવા કરતાં એક પણ કાર્ય સંપૂર્ણ કરવું સારૂં. પ્રથમ ન્હાનાં ન્હાનાં કાર્યો કરવાં શરૂ કરી તેમાં ફલસિદ્ધિ મેળવવી. એથી મોટાં કાર્યો કરવાની યોગ્યતા આપોઆપ આવે છે. જે માણસ ન્હાનું કાર્ય પણ સાંગોપાંગ ઉત્તમ રીતે કરી શકે છે તે મોટું કાર્ય પણ ધીરે ધીરે પરિપૂર્ણ કરવા શકિતમાન થાય છે જ. અત્ર સહજ એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે કાર્યની સિદ્ધિ જો આ પ્રમાણે મનુષ્યનેજ આધીન છે તો સંસારમાં બધાજ માણસો કેમ ઇપ્સિત ફળ મેળવી શકતા નથી? તેના જવાબમાં એમજ કહી શકાય કે કાર્યો કરનારાઓનો મોટો ભાગ એકચિત્તથી ને દૃઢ નિશ્ચયથી કામ કરતો હોતો નથી. વળી શરૂઆતમાં કદાચ ઉમંગથી કરે છે પણ વિઘ્નો આવતાં તેઓ નિરૂત્સાહ થઇ જાયછે, ને કરેલું કાર્ય રજળાવેછે. જે માણસ કાર્યના પરિણામ સુધી એક સરખું ધૈર્ય રાખે તેજ લક્ષ્યબિંદુ મેળવી શકેછે. ગમે તેમ થાય તો પણ અંતિમ ઉચ્ચ પદ પ્રાપ્ત કરવું જ એવા સુદૃઢ મનથી અસ્ખલિત ઉત્સાહથી કાર્ય કરનારાઓ બહુ થોડા હોય છે. ને જે થોડા એ પ્રમાણે કરે છે તેઓનો વિજય થતો આપણે જોઇ શકીએ છીએ. કેટલાક તો શરૂ કરેલા કાર્યની થોડી

ફલસિદ્ધિ થતામાંજ સંતોષ માની લઇ આગળ જતા અટકે છે. એવા મનુષ્યો મહાન કાર્યોમાં ફત્તેહ ન મેળવી શકે એ દેખીતું જ છે. માટે જે કરવું તે સાંગોપાંગ ને પરીપૂર્ણ કરવું

( ૩ ) પ્રતિકુળતાઓનો પ્રતિરોધ—ન્હાનું કે મોટું કોઇ પણ કાર્ય હોય તેમાં આદિથી અંત સુધી અડચણ ન જ આવે એમ બનવું તદ્દન અસંભવિત જ છે. હવે જો તે કાર્ય કરવું જ હોય તો અડચણોથી અટકી ન જવું. ભૂલ થાય, મુંજવણ થાય, કઠીન જણાય તોપણ તેમાંજ ચિત્ત પરોવવાથી આપોઆપ તે કાર્ય આપણને સુલભ થતું જણાવા લાગેછે. ઠોકરો લાગવી, અડચણો નડવી, ને પ્રતિકુળતા ભાસવી એ તો કુદરતી નિયમ છે. હમણાં અડચણો લાગે ને પછી નહીં લાગે એમ પણ બનતું નથી. જ્યારે જ્યારે તે કાર્યની શરૂઆત થશે ત્યારે ત્યારે તેની તેજ અડચણો સામી આવી ઉભી રહેવાની જ. તેને પાછી હઠાવવામાં જ મનુષ્યત્વ છે. ઇશ્વરે એવો કોઇ પણ દિવસ નથી નકકી કરી રાખ્યો કે જે દિવસે કાર્યની શરૂઆત કરવાથી તે કાર્યમાં વિઘ્નો ન આવે. જોષીઓના જોષમાં પણ એવો દિવસ હોવો અસંભવિત છે. તો પછી આજનું કામ કાલ પર શા માટે મુલ્તવી રાખવું? અડચણોને હઠાવવામાં જ અનુકુળતા છે. અનુકુળતા ને પ્રતિકુળતા તો સુખદુઃખની છાયાની પેઠે આવે છે ને જાય છે. ઇશ્વર તેનેજ સાહાય્ય કરે છે કે જે પોતાની જાતને મદદ કરે છે. એટલે જે જાત મહેનતથી ને દૃઢ ચિત્તથી કાર્યમાં એક સરખો મંડયો રહે છે તેને ઇશ્વિર મદદ કરે છે. દુનિયામાં જે જે મહાન કાર્યો થયાં છે તે સર્વ કાંઇ એકે ધડાકે સંપૂર્ણ થયાં નહોતાં, તેમજ તેના કર્તાઓને એકદમ જ વિજય મળી ગયો ન હોતો; તેમનેપણ પ્રતિકુળતા રૂપી અનેક કસોટીઓમાંથી પસાર થવું પડયું જ હતું; છતાં તેઓ ન ડગ્યા તો તેમની ઉજ્વળ કીર્તિ અત્યારે આખી દુનીયાં ગાયછે. આળસુઓને કે હવાઇ કિલ્લા બાંધનારાઓને વિજય મળતો નથી, પણ જાત મહેનત કરનાર અડગ વીર પુરૂષોને

**મળે છે. અને તે એકદમ થળતો નથી, પણ ક્રમશ: મળતો જાય છે. માટે પોતાનો ધંધો ગમે તેવો હોય પણ જો તે ખરા જીગરથી પસંદ કર્યો હોય તો તેમાં સુદ્દઢ મનથી મંડયા રહેવાથી જરૂર ઈશ્વર ફતેહ આપે છે.**

ઉત્સાહી મનુષ્યોના આવેશને શિથિલ કરનારી દુનીયામાં એક ખરાબ ચીજ ટીકા છે. ટીકા કરવી એ તો દુનીયાંનો સ્વભાવ છે. તે આદિ હતો, હાલ છે, ને ભવિષ્યમાં અનંત કાળ સુધી રહેવાનોજ .દુનીયામાંથી એનો લોપ કરવો એ આપણી સત્તાની બહાર છે. નરસા તેમજ સારા કામની પણ દુનીયાં તો ટીકા કરવાનીજ. કોઇ સમજીને ઇરાદા પૂર્વક કરે, તો કોઇ વગર સમજ્યે પણ કરેછે. ટીકાના ભયથી બ્હીઇ જનારા મનુષ્યો કદીજ આગળ આવી શકતા નથી. પ્રગતિમાં ઝંપલાવનારાઓએ તો ટીકાને પાછળ પડતી મુકવી જોઇએ. જેથી આપોઆપ તે દોડી દોડીને થાકીને રહી જશે. પણ તેનાથી જો ડર્યા તો તે આગળની આગળ આવી ઉભી રહેછે. માટે સત્કાર્ય કરતાં લોકોની ટીકાથી ડરવાનું કારણ નથી. આપણું કાર્ય જો ઉચ્ચ ધ્યેયને લઇને હશે તો તે ટીકા કરનારાજ જતે દિવસે સ્તુતિ કરવા લાગશે એ નિ:સંદેહ સમજવું.

( એ , કળવિકળ—કાર્યની સિદ્ધિ માટે કળવિકળ એક કુંચી છે. વ્યાવહારિક કાર્યોમાં ઘુંચવાએલાં કોકડાં કળવિકળથી સ્હેલાઇથી ઉકલાં કરી શકાય છે. વ્યવહારમાં જે કાર્યો સહેલાઇથી થતાં નથી તે કળવિકળની કુંચીથી ઝટ થઇ જાય છે; માત્ર કયે વખતે કઇ કુંચી લાગુ પડશે તે સમજવાની શકિત હોવી જોઇએ. અમુક કાર્યની સિદ્ધિ માટે અમુક તક સાધવી પડેછે. જો તે તકનો લાભ લેવામાં ગફલત રાખીએ તો તેનો લાભ હમેશને માટે ગુમ:વાયછે. તેજ પ્રમાણે જે માણસ પાસેથી કામ લેવું હોય તેનો સ્વભાવ રીતભાત વીગેરે જાણી લઇ

કળથી કામ લેવાથી તે સ્હેલાઇથી થાયછે. આ યુકિતને લોકો ગણુતર શબ્દથી ઓળખાવે છે, જે ભણુતરની પછી શીખાય છે.

( ઐ ) સભ્યતા ને શિષ્ટાચાર—આ બે સદ્ગુણોનો વ્યવહારમાં દર વખત ખપ પડે છે. મનુષ્ય ગમે તેટલો કેળવાએલો શ્રીમંત હોદ્દેદાર કે કુળવાન હોય પણ જો તેનામાં આ બે ગુણોની ખામી હોય તો તે લોકપ્રિય થઇ શકતો નથી. આ બે ગુણના અભાવે અનેક દુશ્મનો ઉભા થાય છે. સલાહ સંપ ને ભલમનસાઇથી જે કામ કરાવી શકાય છે તે લડી ઝઘડીને કરાવી શકાતું નથી. ખરૂં છે કે વચનમાં દરિદ્રતા ન રાખવી, પણ તે સાથે પોતાનો સ્વાર્થ સાધવાની ખાતરજ અયોગ્યને વધારે માન આપવું તે આત્માને ઠગવા બરાબર છે એ પણ ધ્યાનમાં રાખવું. હદ કરતાં જાદે કોઇની સ્તુતિ કરવી તેનું નામ ખુશામત. જેનામાં કામ કરવાની આવડત ન હોય તે ખુશામત કરીને કાર્ય સાધવા ટેવાયેલા હોય છે. આવડે એટલું ન બોલી નાખતાં થોડું મનમાં રાખવાની ને ગમ ખાવાની પણ વ્યવહારમાં જરૂર પડેછે. ડાહ્યા માણસોનું મોં હૈયામાં હોય છે તેથી તેઓ મનની વાત ઝટ બહાર પાડતા નથી, તેમજ મૂર્ખ માણસનું હૈયું મોંમાં હોય છે તેથી તેઓ મનની વાત ઝટ બહાર બોલી બતાવેછે. વ્યવહારમાં આથી ઘણી વખત નિરર્થક ક્ષોભ ઉત્પન્ન થાયછે. સભ્યતા ને વિનયી વર્તણુક એ બે તો દરેક માણસના ઉત્તમ ભલામણપત્રો છે. કોઇને હળવા મળવામાં, પત્રો લખવામાં, તેમજ બોલવા ચાલવામાં સભ્યતાની ખાસ જરૂર છે. હથીયારના કરતાં વાગ્બાણના ઘા કારી લાગે છે. માટે સમજુ મનુષ્યે કુહાડા જેવી જીભથી જ્યાં ને ત્યાં કડવાશ ન વ્હોરી લેવી.

( ઓ ) સુહૃદયતા—પ્યાર દુનીયામાં શું નથી કરતો ? પ્યારથી પક્ષીઓ પાસે ગીતો ગવરાવાય છે, સિંહ વાઘ જેવાં હિંસક પ્રાણીઓને પ્યારથી ગરીબ ગાય જેવાં બનાવી શકાય છે, સર્પ જેવાં હળાહળ ઝેરી પ્રાણીને પ્યારથી મોરલીના નાદથી

વશ કરી શકાય છે. એવો અલૌકિક શક્તિવાળો જે પ્યાર તે મનુષ્યોનાં હૃદય પર અસર કેમ ન કરે? સઘળા તરફ પ્યારની દૃષ્ટિથીજ જોનાર મહાત્માઓને સંસારમાં કોઇ વૈરીજ હોતું નથી. માટે વ્યવહારમાં ફલસિદ્ધિ મેળનારા મનુષ્યોએ મળતાવડો સ્વભાવ, મીઠી જીભ, સ્નેહાળ શબ્દો, ને પ્રેમાળ હૃદય રાખવું આવશ્યક છે. એથી સર્વ કોઇને મિત્ર બનાવી શકાય છે.

( ઔ ) ગુણગ્રાહિતા—સંસારમાં સકળ શુભગુણસંપન્ન તો કોઇજ નથી. સર્વમાં કાંઇને કાંઇ દોષ તો હોયજ. કારણ મનુષ્ય આખર મનુષ્ય જ છે, દેવ નથી. માટે વ્યવહારમાં ફત્તેહ મેળવવા ઇચ્છનાર મનુષ્યે બીજાના અવગુણ ન જોવા, પણ ગુણજ જોવા ને ગ્રહણ કરવા. દોષ જોવા હોય તો પોતાનાજ જોવા. **બીજાના સદ્ગુણો જોવાની ટેવથી સદ્ગુણ તરફ અભિરૂચિ ઉત્પન્ન થઇ પોતે પણ સદ્ગુણી થવા પ્રયત્ન કરાયછે.** એથી ઉલટું બીજાના દોષ જોવાથી કલેશ ઉત્પન્ન થાય છે. જેનામાં અનેક સદ્ગુણો હોય ને એકાદ જ દોષ હોય, તો તે ચંદ્રના કલંકની પેઠે જતો કરવો જોઇએ. આ પ્રમાણે અન્યના ગુણ જોવાની ટેવ પણ વ્યવહારમાં ફત્તેહ મેળવવા ઘણી મદદ રૂપ થઇ પડે છે.

( ક ) પુરૂષાર્થ અને પ્રારબ્ધ—વ્યવહારમાં ફત્તેહ મેળવવા જે જે બાબતોની જરૂર પડે છે તે જણાવ્યા પછી જે બાબત મનુષ્યને આધીન નથી તેવી એક બાબત જણાવીશું. લોકો જેને નશીબ અગર પ્રારબ્ધ કહે છે તેવું કાંઇ નથી એમ તો સદંતર નહીં જ કહી શકાય. એટલું કબુલ કરાશે કે **મનુષ્યના પુરૂષાર્થ આગળ નશીબ પાંગળું છે. મનુષ્ય પોતાના નશીબને ધારે તેવું બનાવી શકે છે. નશીબમાં હશે તેમ થશે એવા વિચાર મૂર્ખતા ભર્યા** છે. કારણ બેસનારનું નશીબ બેશી રહે છે, ને ઉદ્યમ કરનારનું નશીબ પણ ઉદ્યમ કરે છે; તથાપિ અનેકાનેક પ્રયત્નો કરવા છતાં

પણ જ્યારે ફલસિદ્ધિ ન થાય ત્યારે પ્રારબ્ધનું પ્રાબલ્ય સ્વીકાર્યા વગર ચાલતું નથી. આવે વખતે કબુલ કરવુંજ પડે છે કે **મનુષ્ય પ્રયત્નથી પર એવી કોઇ સત્તા છે કે જેના આગળ મનુષ્ય પ્રયત્નનું કાંઇ ચાલી શકતું નથી. આ સત્તાનું નામ જ નશીબ વીધિ ભાવિ અગર પ્રારબ્ધ.** મનુષ્ય પ્રયત્ન અને તે દ્વારા પ્રાપ્ત થઇ શક્તા ફળની પણ કાંઇક હદ હોય છે, ને તે હદ દોરવાનું કાર્ય કુદરતનું પોતાનું છે. ઘણીવાર એમ બને છે કે મનુષ્ય ગમે તેટલો યત્ન કરે છતાં તે પાછો ને પાછોજ પડે છે ત્યાં સમજી લેવું કે કુદરત તેને અટકાવે છે. આ પ્રમાણે જ્યાં કુદરતજ આડી થાય ત્યાં મનુષ્ય પ્રયત્ન નકામો બની રહે છે. છતાં આ પરથી મનુષ્યથી થઇ શકતો દરેક પ્રયત્ન કરી નશીબ ન જ અજમાવી જોવું એ નહીં બનવા જોગ છે. કારણ પ્રયત્ન મનુષ્યાધીન છે, ને ફળ દેવાધીન છે.

## ૨ વખત અને તેનો સદુપયોગ.

સંસારમાં ફત્તેહ મેળવવા ઇચ્છનારા મનુષ્યોએ વખતનો સદુપયોગ કરતાં શીખવું જોઇએ. દુનીઆમાં ઘણા માણસો "વખત મળતો નથી, વખત મળતો નથી" એવી ફર્યાદી કરતા જોવામાં આવે છે. ખરૂં જોતાં તેમને વખત મળે તો છે જ પણ તે વાપરતાં ન આવડવાથી તેમની તેવી બુમ સદા ચાલ્યાં કરેછે. મનુષ્યને આયુષ્ય રૂપે મળેલી ઉમદા બક્ષીસ તે વખત. તે જો એળે જવા દેવાય તો ઇશ્વરને તેનો જવાબ આપવો પડેછે.

**( અ ) વખતની કીંમત**—જેને કણની કીંમત નથી તે કદિ ધનવાન થતો નથી, તેમજ જેને ક્ષણની કીંમત નથી તે કદિ વખત મેળવી શકતો નથી. સંસારમાં સર્વ પદાર્થોની કીંમત આંકી શકાય છે પણ વખતની તો કીંમત અંકાતી જ નથી. કારણ તેની એક ધન્ય ક્ષણમાં ઉદ્ભવેલા વિચાર દ્વારા મનુષ્યને કલ્પનામાં પણ ન આવી શકે તેવા લાભ મળેછે. ને જો તેજ ક્ષણ

નિરર્થક જાય તો તેની એક કોડી બરાબર પણ કીંમત નથી. સંસારમાં મોંઘી ગણાતી ચીજો સોનું હીરા માણેક મોતી આરોગ્ય પદવિ વિદ્યા સ્નેહસંબંધ વિગેરે સર્વ પ્રયાસથી પુનઃ મેળવી શકાય છે, પણ તે સર્વના ભોગે વખત પાછો મળતો નથી. એવા કીંમતી વખતને નકામો ગુમાવવો એ ભયંકર પ્રમાદ છે.

( આ ) કાર્ય કરવાનો ખરો વખત યુવાવસ્થા છે—મનુષ્યનું આયુષ્ય અલ્પ છે. તેમાંનો કેટલોક કાળ બાલ્યાવસ્થામાં, કેટલોક રમવામાં, કેટલોક ઉંઘવામાં, કેટલોક ભાગ રોગ વીગેરે આપત્તિઓમાં, કેટલોક આરામ ચેનમાં, ને કેટલોક અશક્તિવાળી વૃદ્ધાવસ્થામાં ચાલ્યો જાયછે. આ હિસાબ ગણતાં આયુષ્યમાંથી પણ કામ કરવાનો ખરો વખત યુવાવસ્થાનાં માત્ર થોડાં વર્ષો જ બાકી રહે છે. તેજ જો એળે ગુમાવાય તો પછી મનુષ્યનું જીવન નકામું બની રહે છે. યુવાવસ્થામાં શરીર સશક્ત હોઇ મગજની સર્વ ઈન્દ્રીયો કામ કરવા તત્પર ને સંપૂર્ણ ખીલેલી હોય છે. માટે તેનો લાભ લેવા ભૂલવું ન જોઇએ. કાલની કોને ખબર છે? માટે કાલનું કામ આજ કરવું, ને સાંજનું કામ સવારે કરવું.

( ઇ ) થોડા વખતમાં ઘણું કામ થાય છે—મનુષ્ય ધારે તો આયુષ્યનાં એ થોડાં વર્ષોમાં પણ ઘણું કરી શકે તેમ છે. મોટા મોટા માણસો જે મોટાં મોટાં કામ કરી ગયા છે તે સર્વ વખતના બહુજ કંજુસ હતા, ને વખતને બરાબર કસીને વાપરી તેઓ ભગીરથ કાર્યો કરી ગયાછે. આપણે પણ તેમ કરી શકીએ. મીનીટની સાવચેતી રાખવાથી કલાકનો હિસાબ આપોઆપ રખાઇ જાય છે. રજાને દિવસે મળતા બહોળા વખતમાં જેટલાં મહત્વના કાર્યો કરી શકાય છે તેના કરતાં રોજનાં ચાલુ કાર્યોમાંથી બચાવેલા થોડા થોડા વખતમાંથી ઘણાં કાર્યો કરી શકાયછે. કાર્ય કરવાની ધન્ય પળો બહુ થોડીજ હોય છે, ને તેનો લાભ લેવાથી ઘણું થઈ શકે છે.

( ૭ ) નિયમિતપણું—વખતનો સદુપયોગ કરવા ઈચ્છાનારાઓએ નિયમિત થવાની સૌથી પ્રથમ જરૂર છે. દરેક કાર્ય નિયમિત રીતે કરવાથીજ બહુ સરળતાથી થાય છે. કુદરત પણ નિયમિત રીતેજ પોતાનો કાર્યક્રમ કરી રહી છે. પોતે કરેલા નિયમનો પોતેજ ભંગ કરે તો પછી તેને ઠપકો પણ કોણ આપે? નિયમિત રીતે કાર્ય કરવાથી કાર્યની સરળતા થાય છે, અને આરોગ્ય પણ સચવાય છે. એથી ઉલટું આચરણ કરવાથી કાર્યોમાં ગોટાળો ઉત્પન્ન થઇ નાસભાગ થાય છે, ને શરીર બગડે છે. માટે સુવ્યવસ્થાથી ને નિયમિતપણાથી કાર્ય કરવાં.

( ૮ ) શ્રમ અને વિશ્રાંતિ—શ્રમ કર્યા પછી જરૂર વિશ્રાંતિ લેવી. સતત પરિશ્રમથી શરીર ઘસાઇ જાય છે ને આગળ વધી પાછા પડવા જેવું થાય છે. વખતનો લોભ એટલો બધો ન કરવો કે માંદા પડી તેને સામટો ગુમાવવાનો પ્રસંગ આવી લાગે. કાર્ય કરી રહ્યા પછી વિશ્રાંતિ લેવામાં ગાળેલો વખત નકામો ગયો કહેવાજ નહીં. મિત્રો સાથે હાસ્યવિનોદથી, કુદરતના અવલોકનથી, ખુલ્લી હવામાં ફરવાથી, કુટુંબ સાથે આનંદ કરવાથી, કે પોતાને મનપસંદ કાવ્યશાસ્ત્ર કે ચારિત્ર્યોના ઉત્તમ પુસ્તકોના વાચનમાં કંટાળેલા મગજને રોકવાથી તેનો થાક ઉતરી જાય છે, નવું જ્ઞાન મળે છે, ને ફરીથી કામ કરવા તે સતેજ બની જાય છે. દિવસે સખત મહેનત કરનારે રાત્રે ઘસઘસાટ ઉંઘ લેવી જ જોઇએ. માટે એક વિષય પરથી મન જ્યારે કંટાળી જાય ત્યારે કાર્યનું આ પ્રમાણે રૂપાંતર કરી મગજને વિશ્રાંતિ આપવી.








કોઇ પણ મનુષ્યની, કુટુંબની, દેશની, કે રાષ્ટ્રની ઉન્નતિ અવનતિનો મુખ્ય આધાર ધર્મ ઉપર રહેલો છે. પ્રારબ્ધનાં ચક્ર ફેરવી નાખવા જેટલી પ્રબળ ઇશ્વરી સત્તા ધર્મમાં રહેલી છે એમ એક વખત કહીએ તોપણ અતિશયોકિત ન ગણાય. સંસારનો સર્વ વ્યવહાર ને ભૂગોળ તથા ખગોળનાં ચક્ર પણ ધર્મને આધારેજ ચાલી રહ્યાં છે. ધર્મનો જરા પણ લોપ મહાન અનર્થોનો ઉત્પાદક છે. આવો જે ધર્મ તેનું સર્વથા પરિપાલન કરવું એ પોતાના જીવનને ઉચ્ચ અને આદર્શભૂત બનાવનારાઓએ કદિ ભૂલવું ન જોઇએ.

## ૧ ધર્મ એટલે શું.

આવા અમોઘ શક્તિવાળા ધર્મની વ્યાખ્યા વિસ્તારથી આપવાનું આ સ્થળ નથી. તેના સ્પષ્ટિકરણાર્થે અનેક ગ્રંથો વિદ્યમાન છે. અત્ર માત્ર ટુંકામા એટલુંજ કહી શકાય કે જે આચરણને આર્ય પુરૂષો વખાણે, જેના વડે ઉદય થાય, ને જે ન્યાયયુકત હોય તે ધર્મ. ઉત્કૃષ્ટ આચાર અને વિચારની એકરૂપતા તે ધર્મ. મનુષ્ય માત્રને ધર્મની આવશ્યકતા એટલા માટે છે કે ઉન્નત જીવન પ્રાપ્ત કરવામાં તે મોટી સાહાય્ય રૂપ થઇ રહેછે. જે પુરૂષ ધર્મનું રક્ષણ કરે છે. તે પુરૂષનું ધર્મ

રક્ષણ કરે છે. એટલે ધર્મને પંથે વિચરનારની કદિ અવનતિ થતીજ નથી. ધર્મશીલ પુરૂષનું કદિ પ્રારબ્ધવશાત્ પદસ્ખલન થાય તોપણ ધર્મ તેને બચાવી લ્યે છે. વિપત્તિના સમયમાં ખરૂં આશ્વાસન ધર્મથી જ મળે છે. જ્યારે આપણો કોઇ જ સાથી નથી હોતો ત્યારે ધર્મ રૂપી ઇશ્વર આપણને સાહાય્ય આપે છે. સાંસારિક દુઃખોના આઘાતો વડે જર્જરીત થયેલાં અંતઃકરણોથી શાંત ચિત્તે શુદ્ધ દિલથી ધર્મરૂપી પ્રભુનું થએલું સ્મરણ તુર્તજ તેમને દુઃખમાંથી મોકળા થવાનો માર્ગ દર્શાવે છે.

( અ ) ધર્મ એટલે ફરજ—ધર્મનો બીજો અર્થ ફરજ થાય છે. પોતે જે ધંધો સ્વીકાર્યો હોય અગર સંસાર નાટકભૂમિ ઉપર પોતે જે પાઠ ભજવતો હોય તેમાં પોતાથી બનતી સંપૂર્ણ ફરજ બજાવવી એ ધર્મને સાચવ્યોજ ગણાય. પ્રાણાંતે પણ ફરજથી ન ચળનાર મનુષ્ય અક્ષય કીર્તિ મેળવી જાય છે. ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને પોતાની ફરજ બજાવવા રૂપી ધર્મ આચરવાનોજ ઉપદેશ કર્યો છે. નાનેથી મોટું કોઇ પણ અંગીકૃત કરેલું કાર્ય પોતાની ફરજ સમજીને બજાવવું તેનું નામ ધર્મ. જે માણસ પોતાની ફરજ રૂપી કર્તવ્યથી ભ્રષ્ટ થાય છે તેને લોકો ધર્મભ્રષ્ટ થએલોજ કહે છે.

( આ ) ધર્મ અને નીતિનો સંબંધ—આ પ્રમાણે ઉંડા ઉતરી જોતાં જણાય છે કે મનુષ્યોને નીતિને માર્ગે ચલાવવા ડાહ્યા પુરૂષોએ બાંધી મુકેલા નિયમો તે ધર્મ. નીતિનું પાલન કરવાથી ધર્મનું પાલન આપોઆપ થાય છે. નીતિમાં જ ધર્મ છે, ને ધર્મમાંજ નીતિ સમાએલી છે. તે બેનો સંબંધ બહુ ઘાડો હોવાથી તે જૂદાં પાડી શકાય તેમ નથી. કોઇપણ વ્યક્તિ ઉપર ધર્મરૂપી અંકુશ ન હોય, અને પોતાની નીતિ અને અનીતિનો બદલો આપનાર નિયામક દૈવીશકિતનો ડર ન જ હોય તો સંસારચક્ર ઘુંચવાઇ જાય ને સર્વત્ર અનીતિજ ફેલાઇ રહે, જે ઇચ્છવા યોગ્ય નથી. તેથીજ સંસાર વ્યવહારનાં સર્વ કાર્ય નિયમિત ચલાવવા નીતિ અને ધર્મનું પરિપાલન કરવું આવશ્યક છે.

(ઇ) **સામાન્ય ધર્મ**—પૃથ્વીતલપરના સર્વ દેશોમાં સર્વ કોમનો સામાન્ય ધર્મ તો એકજ હોય છે. કોઇની લાગણી દુભવવી નહીં, ચોરી કરવી નહીં, અસત્ય બોલવું નહીં, યથાશક્તિ દાન દેવું, વ્યભીચાર કરવો નહીં, તૃષ્ણા રાખવી નહીં, વડીલોને માન આપવું, પ્રાણીમાત્ર ઉપર દયા રાખવી વિગેરે ઉન્નતિ પ્રાપ્ત કરવાના ધોરી માર્ગ સર્વને માટે સદા કાળ એક સરખાજ હોય છે.

(ઉ) **ધર્મના વિવિધ પ્રકાર**—ધર્મના મુખ્ય બે પ્રકાર છે. લૌકિક અગર વ્યાવહારિક ધર્મ, અને પારલૌકિક ધર્મ. વ્યાવહારિક ધર્મના પણ અનેક ભેદો છે, જેમાં વર્ણાશ્રમધર્મ મુખ્ય છે. કૌટુંબિક ધર્મ, પતિપત્નીના ધર્મ, પિતાપુત્રના ધર્મ. સેવ્યસેવક ધર્મ, વીગેરે સર્વ ભેદો વ્યાવહારિક ધર્મના છે. પારલૌકિક ધર્મમાં આત્મા ને પરમાત્માનો સંબંધ સાધવા પાળવા જોઇતા નિયમો વ્રતો તપ વીગેરેના અનેક પ્રકારો છે. આ પ્રમાણે શાખા અને ઉપશાખાઓ સાથે હિંદુ સંસારમાં જડ મૂળ ઘાલી બેઠેલું ધર્મનું વૃક્ષ બહુ વિશાળ છે. તેની શીતળ છાયામાંજ આર્યાવર્તની ઉન્નતિ સમાએલી છે.

દેશકાળને અનુસરી ધર્મશાસ્ત્રોના નિયમોમાં પણ ફેરફાર થતો જાય છે ને થવોજ જોઇએ. સત્યયુગના માનવધર્મ હાલના કળીકાળના જમાનામાં વધારે બંધન રૂપ લાગે. આવા કારણથીજ પશ્ચિમ અને પૂર્વની પ્રજાના ધર્મ એને નીતિના સિદ્ધાંતોમાં ફેરફાર દેખાય તો આશ્ચર્યજનક કાંઇ જ નથી. દેશદેશની આહાર વિહારની પરિપાટીમાં ફરક હોવાનું કારણ પણ દેશ કાળ અને આબોહવા છે. તે સર્વમાંથી આપણે માટે શું ત્યાજ્ય અને શું ગ્રાહ્ય છે તેનો નિર્ણય કરતાં આપણાં ધર્મશાસ્ત્રોની સલાહજ પ્રમાણભૂત ગણાય.

## ૨ ધર્મનાં દશ લક્ષણો.

ઉપર જણાવેલા સર્વ પ્રકારના ધર્મોને નીચે મુજબ મુખ્ય દશ વિભાગોમાં વહેંચી નાખવામાં આવ્યાછે. પોતાના જીવનને આદર્શભૂત બનાવવા માટે ધર્મનાં આ સર્વ અંગ અને ઉપાંગોનું ચુસ્ત રીતે પરિપાલન આવશ્યક છે.

( ૧ ) ધૃતિ—સુખ કે દુઃખમાં પણ હીંમત ન હારતાં અડગ ધૈર્યથી પોતાની ફરજ બજાવ્યે જવી તેનું નામ ધૃતિ. ખરા ધૈર્યની અને ધીરપુરૂષોના ટેકની કસોટી અણીને વખતે જ થાય છે. કસોટીમાંથી જે પાર ઉતરે તેને સુજ્ઞ જનો ધીર પુરૂષ કહે-છે. માન અને અપમાન તથા લાભ અને હાનીથી જેમનાં ચિત્તને ક્ષોભ થતો નથી તે સાધુ પુરૂષો ગણાય છે.

( ૨ ) ક્ષમા—અન્યના અપરાધની માફી આપવી તેનું નામ ક્ષમા. જેમની પાસે ક્ષમા રૂપી ઢાલ છે તેને દુશમનો શું કરી શકવાના હતા? જે પુરૂષો અપકારનો બદલો અપકારથી વાળી શકવા સમર્થ હોય, છતાં ક્ષમા રાખી સામો ઉપકાર કરી બતાવે ત્યારેજ ક્ષમા ખરા સદ્ગુણ તરીકે શોભેછે. વૈરને બદલે વૈર લેવાથી વેર વધે છે, પણ ક્ષમા આપવાથી તે શાંત થાય છે. ક્ષમા તો વીર પુરૂષોનું ભૂષણ છે. આપણે અન્યના અપરાધો માફ કરીએ તો ઇશ્વર આપણા અપરાધો પણ માફ કરે એ દેખીતો કુદરતી નિયમ છે. આપણે બીજા લોકોને જેવી રીતે આપણી સાથે વર્તાવા ચાહીએ તેવી રીતે પ્રથમ આપણે તેમની સાથે વર્તવું જોઇએ.

( ૩ ) દમ—શબ્દ સ્પર્શરૂપ રસ ને ગંધ રૂપી પાંચ જ્ઞાનેંદ્રિયોના ગુણગ્રામ એટલે સમૂહનું કેન્દ્રસ્થાન જે મન તેને કાબુમાં રાખી તે દ્વારા એ સર્વ ઇંદ્રિયો પર અંકુશ રાખવો તેનું નામ મનોનિગ્રહ અગર દમ. પરૂષ એટલે કઠોર ભાષણ કરવું નહીં,

પર સ્ત્રી તરફ કુદૃષ્ટિ કરવી નહીં, વ્યભિચાર કરવો નહીં, અભક્ષ્યાભક્ષ્ય કરવું નહીં, વૈભવી ને વિલાસી થવું નહીં વિગેરે નિયમોનું પાલન ઇંદ્રિયોના દમને માટે આવશ્યક છે.

(૪) ઇંદ્રિયનિગ્રહ—જીભ નાક કાન આંખ અને ત્વચા આ પાંચ કર્મેંદ્રિયોનો નિગ્રહ તે ઇંદ્રિયનિગ્રહ. દમ અને ઇંદ્રિય નિગ્રહ લગભગ સરખાંજ છે. કહેવત છે કે ઇંદ્રિયો જીતી તેણે જગત જીત્યું. આ પાંચે ઇંદ્રિયો દ્વારા ભોગવાઇ શકાતા સર્વ ભોગોમાંથી તેમને વાળી લઈ તેને કાબુમાં રાખવાથી મનુષ્ય પોતાના આત્માને ઉચ્ચ કોટીમાં લઇ જઇ મુકી શકે છે.

(૫) અસ્તેય—અનીતિને કોઈપણ માર્ગે દ્રવ્યોપાર્જન કરવું તેનું નામ ચોરી. અંધારી રાત્રે કોઈના ઘરમાં ઘુસી જઈ ખાતર પાડવું અગર રસ્તામાં આડા ફરી માલ મીલ્કત પડાવી લેવી તેનેજ માત્ર ચોરી કહી શકાય નહીં. અન્યની અજ્ઞાનતાનો કે ગરજનો લાભ લઈ ભોળાં ને ગરીબ મનુષ્યોની મીલ્કતને પચાવી પડવી તે એક પ્રકારની સુધરેલી ચોરીજ કહી શકાય. મોટાં મોટાં શહેરોમાં ધીકતા ધંધાને નામે ચાલતી આવી સુધરેલી ચોરીયો આજકાળ બહુ દૃષ્ટિએ પડે છે. ધર્મથી આ તમામ રસ્તા ત્યાજય ગણી શકાય.

(૬) શૌચ—મન વાચા અને કાયાની એટલે દેહની અંતર્ બહિર શુદ્ધિ તેનું નામ શૌચ. જેવું મનમાં તેવુંજ બોલવું, ને બોલવા પ્રમાણેજ આચરણ રાખવું એ પ્રમાણે મન વચન અને કર્મની એકરૂપતા તેનું નામ શૌચ. દિવસમાં અનેક વખત સ્નાન સંધ્યા કર્યા કરે, અને દેવનાં દરેકે દરેક મંદીરે દર્શન માટે ફર્યા કરે, છતાં જેમના અંતરનો મેલ ન ધોવાયો હોય ને પેટમાં પાપ ભર્યું હોય તે સજ્જનનું નહીં પણ શઠનું લક્ષણ છે. તેજ પ્રમાણે મનમાં કાંઇ હોય, ને મોઢેથી મીઠું મીઠું બોલે તેને પણ દુર્જન જાણવો. મન વચન અને કાયાથી પવિત્ર રહી આખા

જગત્‌ને ઉપકાર વડે ખુશ કરતા તથા પોતાના દોષ ધોઈ નાખી અન્યના સદ્‌ગુણોને મોટા કરી માની લેતા એવા ખરા સંતપુરૂષો દુનીયામાં બહુ થોડા છે. ને જે થોડા છે તેમનાં જ જીવન આદર્શભૂત છે એમ કહી શકાય.

(૭) ધી:–સત્પુરૂષોના સમાગમ દ્વારા તથા સચ્છાસ્ત્રોના પરિશીલનથી ધર્મનું રહસ્ય સમજી સંસારમાં જન્મી પ્રાપ્ય એવું સર્વોત્તમ જે જ્ઞાન તે મેળવવું તેનું નામ ધી:

(૮) વિદ્યા—વિદ્યાના પ્રકાર અનેક છે, ને એ વિષય પણ ગહન છે. સંસારમાં વિદ્યમાન સર્વ પ્રકારના જ્ઞાનનો એ શબ્દમાં સમાવેશ થઈ જાય છે. ધનનો વ્યય જેમ સુપાત્રે કે કુપાત્રે થવાથી અર્થ અને અનર્થ ઉત્પન્ન થાય છે તેમજ વિદ્યા માટે પણ સમજવું. જે વિદ્યા લુચ્ચાને વધારે લુચ્ચો બનાવે, તથા શઠને વધારે શઠ બનાવે તે ખરી વિદ્યા નથી, પણ મનુષ્યમાં રહેલા સર્વ દોષ માત્ર કાઢી નાખી તેને સજ્જન બનાવે તેજ ખરી વિદ્યા કહી શકાય.

(૯) સત્ય—સત્ય શબ્દને ઓળખાવવા કાંઇ પણ લખવું એ ધૃષ્ટતા જ લેખાય. સત્ય તો સદાને માટેજ સત્ય છે. તેના સ્પષ્ટિકરણની જરૂર હોય જ નહીં. હરહમેશ સત્ય બોલવું, આત્માને જે સત્ય લાગે તેવું જ આચરણ કરવું, ને એ ટેક પ્રાણાંતે પણ પાળવો તેનું નામ સત્યનું અવલંબન. કષ્ટોની અનેક કસોટીમાં તવાતાં છતાં સત્યને નહીં છોડનાર રાજા હરિશ્ચંદ્રનું ઉદાહરણ જ સત્ય શબ્દની વ્યાખ્યા સમજાવવા બસ છે. અન્યને ભ્રાન્તિમાં નાખે તેવું "નરો વા કુંજરો વા" જેવું સત્ય ખરૂં સત્ય નથી.

(૧૦) અક્રોધ—ગુસ્સે થવાનું કારણ મળે છતાં મનને શાંતિમાં રાખવું તેનું નામ અક્રોધ. ક્રોધને ચાંડાળ રૂપ ગણ્યો છે.

જેનામાં એ દુર્ગુણ છે તેવા વિદ્વાનની વિદ્વતા આર્જવતા વિગેરે સર્વ સદ્દગુણોને તે બટ્ટો લગાડે છે. માટે આ ભયંકર દુર્ગુણનો સર્વથા ત્યાગ કરવો.

## ૩ ધર્મના બે મુખ્ય સ્થંભ.

દયા અને દાન એ બેઉ ધર્મને ટકાવી રાખનારા મોટા સ્થંભો છે. દયાની લાગણી વગર કેવળ કીર્તિના લોભથી કરાએલી લાખો રૂપિઆની સખાવત ખરૂં દાન નથી, પણ ગરીબોનાં દુઃખો જોઈ હૃદય પીગળી જવાથી અપાએલી એક લાલ પાઈ પણ કીર્તિના લોભે ખર્ચેલા લાખો રૂપિઆથી પણ વિશેષ છે. અન્યનાં દુઃખ જોઈ જે માનવ હૃદયમાં અનુકંપા ઉત્પન્ન થતી નથી તે મનુષ્ય નથી પણ રાક્ષસ સમજવો. દયા તો ધર્મનું મૂળ છે. જ્યાં દયા નથી ત્યાં ધર્મ ટકી શકેજ નહી. સાંસારિક સુખોનો ઉપભોગ જાતે કરવાથી જેટલો આનંદ થાય, તેથી વિશેષ આનંદ તેનો અન્યને અર્થે ત્યાગ કરવાથી થાય છે. આપણાં ધર્મશાસ્ત્રો પણ એમજ કહે છે કે તારે જે જોઇએ તે તું અન્યને આપ. મતલબ કે અન્યને અર્થે કરેલા સ્વાર્થત્યાગનો બદલો ત્યાગ કરનારને વ્યાજ સાથે પાછો મળેછે. પ્રાણી માત્રનો અંતરાત્મા રૂપી ઇશ્વર એકજ છે. તેથી પોતાની કરી માની લીધેલી ચીજો ઉપર અન્યનો પણ કાંઈક હક્ક છે એમ સમજવું. કોઠારમાં સંઘરી રાખેલા અન્નના પ્રત્યેક કણ ઉપર તેના ખાનારનું નામ લખેલું હોય છે એમ કહેવું કાંઈ બીનપાયાદાર નથી. અન્યના આત્માની શાંતિમાંજ પોતાના આત્માની ખરી શાંતિ સમાએલી છે એમ સમજી યથાશક્તિ દયા યુક્ત દાન કરવું એ ધર્મનું મુખ્ય લક્ષણ છે.

## ૪ ભારતવાસીઓનો સાંપ્રત આદર્શ ધર્મ.

ધર્મના પ્રકાર વિભાગ પેટા વિભાગ અને લક્ષણો વીગેરે જણાવ્યા પછી હાલના ભારતવર્ષને કેવા પ્રકારના ધર્મની આવ-

શ્યકતા છે તેનું સૂચન અસ્થાને નહીંજ ગણાય. હાલનો જમાનો રાષ્ટ્રીય એકતાનો છે. તો રાષ્ટ્ર એટલે પોતાની જન્મભૂમિનો ન્હાનકડો પૃથ્વીનો ગોળ તે સ્વદેશ માનવાનો નથી, પણ અખિલ ભારતવર્ષજ દરેક હિંદવાસીએ પોતાનો સ્વદેશ ગણવાનો છે. માતૃભૂમિની ઉન્નતિ કરવી તે દરેક ભૂમિપુત્રની હેવી ફરજ છે. અગાઉ જણાવ્યા પ્રમાણે પ્રથમ સ્વોન્નતિ સાધી તે દ્વારા દેશસેવા કરવા લક્ષ્ય દોરવું જોઇએ. પોતાની માતૃભૂમિનું હિત સચવાય, દેશી બાંધવો દારિદ્રના રોગથી પીડાતા મટે, દેશની દોલત અને ઉત્પન્નનો ઉપભોગ દેશી બાંધવોજ કરી શકે, આપણી પ્રાચીન પ્રણાલીઓનું રક્ષણ થાય, પવિત્ર ધાર્મિક સંસ્કૃતિ સચવાય, દેશમાં વેપાર હુન્નર કળા કૌશલ્યની વૃદ્ધિ થાય, વ્યાપાર ઉદ્યોગ ખીલે, સ્વદેશની શારીરિક માનસિક અને આર્થિક સ્થિતિ સુધરે, અને એકંદરે ભારતવર્ષ પરાવલંબી મટી સ્વાવલંબી થાય તેવો ધર્મ તન મન ને ધનના ભોગે બજાવવાની હાલના દરેક ભારતવાસીની અનુલ્લંઘનીય ફરજ છે.

પ્રાચીન સમયમાં સંત સાધુઓને પોષવામાંજ દાન પ્રણાલી પરિસમાપ્ત થતી મનાતી હતી. હવે દેશકાળ બદલાયો છે. કેવળ પરોપકારી પવિત્ર જીવન ગાળનારા સાચા સાધુઓ મળી આવવા મુશ્કેલ છે, ને જે છે તેઓને સાંસારિક જીવનની ઘડભાંગમાં ભાગ લેવાનું રૂચે નહીં. તેથી હાલ તો સ્વદેશની ઉન્નતિ અર્થે જેમણે પોતાના સર્વસ્વનો ભોગ આપ્યો છે, આપે છે, ને આપવા તેયાર છે એવા સાંપ્રત સાધુઓને પોષવાનો ને સ્વદેશના લાભ ખાતર તેમની વિશાળ યોજનાઓમાં બનતી મદદ કરવાનો સમય આવી લાગ્યો છે. હિંદભૂમિ અત્યારે આવા પ્રકારના દાન ધર્મ માટે પોકાર કરી રહી છે. જ્યાં સુધી વિદેશી સંસ્કૃતિ અને વિદેશી ધર્મની મોહજાળ નહીં છુટે, વિદેશી વસ્તુઓનો ઉપભોગ કરવો એ ભયંકર પાપ છે એમ નહીં સમજાય, અને આર્યપુત્રોને પોતાના આર્યત્વનું

અભિમાન નહીં પ્રકટે, ત્યાં સુધી દેશની ઉન્નતિ કદાપિ થઇ શકે નહીં. સાંપ્રત સમયના આ ધર્મને ઓળખવામાં ને તેનું પ્રાણાંતે પરિપાલન કરવામાં જ પ્રત્યેક આર્યવ્યકિતની અને સમષ્ટિગત દેશની ઉન્નતિનું બીજ છુપાઇ રહેલું છે. આ ખરો ધર્મ જ્યારે દરેક ભારતપુત્ર પોતાના હૃદયમાં કોતરી રાખતાં શીખશે, ત્યારેજ તેમનાં જીવન આદર્શભૂત બની શકશે, ને ત્યારેજ એક વખત આખી આલમ પર ઉત્કૃષ્ટ ભૂમિ આદર્શ ભૂમિ તરીકે ગણાતી આર્યભૂમિ પોતાની પ્રાચીન જાહોજલાલી પુનઃ પ્રાપ્ત કરી શકશે. હિંદને હાલ આવા આદર્શ ધર્મની આવશ્યકતા છે.








ળ પરિવર્તનના નિયમ પ્રમાણે બાલ્યા પછી યુવા ને છેવટ વૃદ્ધાવસ્થા મનુષ્ય માત્રને માટે નિર્માણ થએલી છે, ને આયુષ્ય દોરી પ્રમાણે યથાક્રમ સર્વને તે ભોગવવી પડે છે. બાલ્યાવસ્થામાં જેમને યોગ્ય સંસ્કાર પ્રાપ્ત થયા હોય, ને આગળ જણાવ્યા પ્રમાણે યુવાવસ્થાનો જેમણે સંપૂર્ણ સદુપયોગ કર્યો હોય તેમની ઉત્તરાવસ્થા અકથનીય આનંદમય શાંતિમય અને સુખમય બની રહે છે.

## ૧ ઉત્તરાવસ્થાની શાંતિ.

પૂર્વાવસ્થાઓમાં કરેલાં સત્કર્મોના પરિપાક રૂપ શાંતિમય ઉત્તરાવસ્થા પ્રાપ્ત થવી એ મહદ્ ભાગ્યજ કહી શકાય. સંસાર વ્યવહારનો ભાર પોતાના યુવાન થયેલા પુત્રોને સોંપી દઈ પુત્ર પૌત્રાદિકના બહોળા કુટુંબ કબીલા સાથે રહી કેવળ ઈશ્વર ભજનમાં વખત ગાળવો એ સુખ પ્રારબ્ધશાળી પુરૂષોજ મેળવી શકેછે. સંસારના સર્વ રંગ બરાબર અનુભવેલા હોવાથી સાંસારિક સર્વ ઉપભોગો પરથી જેમની વાસના નષ્ટ થઇ છે એવા પુણ્યશાળી આત્માની દૃષ્ટિ આ અવસ્થામાં સ્વાભાવિક રીતેજ જ્ઞાન માર્ગ તરફ વળે છે. પોતાની સારી કરણીનું શુભ ફળ મનુષ્ય આ લોકમાંજ આ પ્રમાણે ભોગવે તેને સ્વર્ગનું સુખ નહીં તો બીજું શું કહી શકાય? એથી ઉલટું જેમનું આખું જીવન કુડ કપટ દંભ લોભ અને પ્રપંચ વીગેરેમાં વ્યતિત થયું હોય તેમને તેમની આ અવસ્થા ભાર રૂપ અને કષ્ટ જનક લાગે તો તેમાં દોષ

તેમની પોતાની કરણીનોજ સમજવો. કરણી તેવી પાર ઉતરણી. અગર બીજા શબ્દોમાં કહીએ તો આ મર્ત્યભૂમિમાં જન્મી પોતાને માટે સ્વર્ગ અને નરક મનુષ્ય પોતેજ નિર્માણ કરેછે. સચ્છાસ્ત્રોના વાચન મનનમાં, સંત પુરૂષોના સમાગમમાં, અને સત્ ચિત્ આનંદના ધ્યાનમાં અહર્નિશ નિમગ્ન રહેનારા એ પુણ્યાત્માને પ્રભુના દરબારમાંથી આવેલું આમંત્રણ પણ આવકારક દાયક થઇ પડે છે.

## ૨ અંતિમ શાંતિ.

પંચ મહાભૂતોના ગ્રામ રૂપ જે આ દેહ તેનો વિલય એટલે તે મહા ભૂતોનું પુનઃ પોતાના મૂળ સ્વરૂપમાં મળી જવું તેનું નામ મરણ. શરીરની વિકૃતિ તેનું નામ જીવન, ને મરણ તો તેનાં સ્વભાવજન્ય પ્રકૃતિ છે. પ્રકૃતિ વિકૃતિના આ ભેદમાં સાધુ પુરૂષો મોહ પામતા નથી, કારણ જન્મેલાને વહેલું કે મોડું એક વખત જવાનું તો છેજ. મરનાર પાછળ રડનાર ગત થએલાને રડતા નથી, પણ ઇશ્વરી માયાને વશ થઇ પોતાના સ્વાર્થનેજ રડતા જણાય છે. નાશ માત્ર દેહનોજ થાય છે; આત્મા તો અમર છે. નાશ થએલ જણાતા દેહનો પણ વસ્તુતઃ નાશ તેઃ નથીજ થતો. માત્ર તેનાં તત્ત્વોનું રૂપાંતર જ થાય છે. તો પછી શોચ નહીં કરવા જેવી વસ્તુનો શોચ શા માટે કરવો?

## ૩ શાશ્વત શાંતિ.

દેહમાંથી જૂદો પડેલો સંસ્કારી આત્મા કર્મ વિપાકથી તુર્ત નવા દેહનાં પ્રવેશ કરે છે. ને પૂર્વજન્મમાં કરેલા પુણ્યસંચયથી બાકી રહેલાં સત્કાર્યોની શરૂઆત કરી વિશેષ પુણ્ય જમા કરતો કરતો પરમાત્મસ્વરૂપની નજીક ને નજીક જતો જાયછે. એ પ્રમાણે જમાવેલા પુણ્યપુંજથી જ્યારે આ આત્માથી જાણ્યે અજાણ્યે મન વચન કર્મથી થએલાં સર્વ ન્હાનાં મોટાં પાપોનો ક્ષય થાય, અને બાકી રહેલું સંચિત પ્રભુ પ્રીત્યર્થ અર્પણ થાય, ત્યારે ભોગવવા જેવું કાંઇજ ન રહેવાથી તે જન્મ મરણના બંધનથી મુક્ત થાય છે; અને અંતે જે મૂળ દિવ્ય જ્યોતિમાંથી તે આત્મા વિખુટો પડયો હતો તે મૂળ સ્વરૂપમાં મળી જાય છે. આ પ્રમાણે આત્માનું પરમાત્મ સ્વરૂપમાં મળી જવું તેનું નામજ શાશ્વત શાંતિ, અગર મોક્ષ.



# ૮ યશઃકાય જીવન.



આત્માનું દેહાંતર ગમન થયા પછી વિલય પામેલા સ્થૂલ દેહમાં રહી મનુષ્યે જે જે સુકૃત્યો કર્યાં હોય તેના સંબંધથી સાંસારિક વ્યાવહારિક બાબતોમાં અવર નવર તેનું નામસ્મરણ તો થયાં જ કરે છે. સત્કાર્યો દ્વારા ઉત્પન્ન થયેલી ઉજ્વળ કીર્તિ ઉપર કાળની અસર પણ થઈ શક્તી ન હોવાથી ગત થયેલો આત્મા યશઃકાય રૂપે આ લોકમાં અમર રહેતો જણાયછે. તેથી ગત થયેલા મનુષ્યનું આયુષ્ય પુરૂં થઈ ગયેલું હોવા છતાં તે જીવતોજ મનાય છે. તેનાજ જીવનને ધન્ય છે કે જેના ગત થયા પછી પણ તેનો કીર્તિરૂપી દેહ જીવે છે. કીર્તિ વગરનું અગર અપયશપૂર્ણ જીવન તો જીવતાં છતાં મરણતુલ્ય મનાય છે. સંસારમાં લક્ષ્મી યૌવન સુખ વગેરે સર્વ ચલિત છે, માત્ર મનુષ્યની સત્કીર્તિજ અમર રહી શકે છે. દુનિયામાં દરેક ક્ષણે અનેક જીવો જન્મે છે ને મરે છે, પણ તેમનું જ જીવન ધન્ય છે કે જે પોતાની પાછળ સુયશ રૂપી વારસો હમેશને માટે મુકતો જાયછે. આવું યશઃકાય જીવન આદર્શભૂત સજ્જનોનું જ હોઈ શકે.

આ પ્રમાણે ગમે તેવી સ્થિતિ અને સંજોગોમાં જન્મી મનુષ્ય ધારે તો પોતાનું જીવન આદર્શભૂત બનાવી શકેછે, અને સંસારનાં સર્વ પ્રકારનાં સુખ ભોગવી આ લોકમાંથી પ્રયાણ કર્યા પછી પણ સત્કીર્તિ રૂપી દેહ ધારણ કરી પોતાનું નામ અમર મુકી જાય છે; તેમજ પોતાના આત્માને ઉત્તરોત્તર પદવિ પર લઇ જઇ અંતે મોક્ષપદનો અધિકારી પણ થઈ શકે છે એ નિઃસંશય છે.

इति ओम्

शांति शांति शांति.



# आ लेखकनां प्रसिद्ध थयेलां अन्य पुस्तको

**અભિપ્રાયો માટે આગળ જુઓ.**

કાઠીયાવાડી ચાતુર્વિંધ મોઢ જ્ઞાતિના ચુંથા સમવાયનું
**વસ્તી પત્રક.**

કીં. રૂ. ૦-૮-૦ જ્ઞાતિબંધુઓને મફત.

---

વડોદરા રાજ્યના કેળવણી ખાતા તરફથી ઇનામ
લાયબ્રેરી માટે મંજુર થયેલ.

**શ્રી કુંભનાથનું શિવાલય.**

કીં. રૂ. ૦-૪-૦ પોસ્ટેજ જુદું.

---

ખાસ બાળકો કન્યાઓ અને સ્ત્રીઓને વાંચવા યોગ્ય
વિસ્તૃત ટીકા અને શબ્દાર્થ સાથે.

**બાળ રામાયણ.**

કીં. રૂ. ૦-૬-૦ પોસ્ટેજ જુદું.

---

☞ આ સિવાય નીચેનાં તૈયાર થતાં પુસ્તકો ☜
હવે પછી પ્રકટ થશે, બાળકોને કેમ કેળવવાં, અને તેમની વિવિધ
શક્તિઓનો કેવી રીતે વિકાસ કરવો તે માટે શિક્ષણ શાસ્ત્રની
દૃષ્ટિથી લખાયેલો ઉત્કૃષ્ટ ઠરેલો ઇનામી નિબંધ.

**બાલ વિકાસ.**

---

સમસ્ત મોઢ કોમની ઉત્પત્તિનો અપ્રસિદ્ધ પ્રાચીન સંસ્કૃત
સપ્રમાણ સંપૂર્ણ મૂળ અને વિસ્તૃત ટીકા તથા પરિશિષ્ટો
સાથે અગણ્યોતેર અધ્યાય ને આડત્રીસસેં
શ્લોકો વાળો સચિત્ર ગ્રંથ.

**શ્રીધર્મારણ્ય.**

---

એક સામટી પચીશ કરતાં વધારે નકલો લેનારને કમીશન મળશે.
વિદ્યાર્થીઓને કીફાયત ભાવે આપીશું. લખો કર્તાને:-

કાંદાવાડી, માધવભુવન, રૂમ નં ૨૭, મુંબઈ. ૪. } પ્રભાશંકર જયશંકર પાઠક.

# आ लेखकनां पुस्तको माटे मळेला अभिप्रायो.

## વસ્તીપત્રક માટે

શાસ્ત્રી હાથીભાઈ હરીશંકર. જામનગર—વસ્તીપત્રકના વિષયમાં આપે લીધેલા શ્રમને માટે મને ઘણોજ સંતોષ થયો છે. આપ સ્વજ્ઞાતિહિતના કાર્યમાં ઘણાં વર્ષો થયાં સતત ઉદ્યોગ કરો છો તેને માટે મારૂં હૃદય આપને ધન્યવાદ આપે એ સ્વાભાવિક છે.

ગણપતરામ અનુપરામ ત્રવાડી—વસ્તીપત્રક રચવામાં આપે બહુ શ્રમ લીધેલો જણાય છે. અમે તો વર્ષોથી બુમો પાડીએ છીએ પણ જ્યારે થાય ત્યારે ખરૂં.

જામે જમશેદ—પાઠકનો આ પ્રયાસ માન ભર્યો છે. જ્ઞાતિના તર્કોનો ખુલાસો પ્રસ્તાવનામાં કર્યો છે, તે દરેક જ્ઞાતિને મનન કરવા યોગ્ય છે. અને પોતાની જ્ઞાતિમાં એ પ્રમાણે વસ્તીપત્રક કરવાની જરૂર છે. અલબત, વસ્તીપત્રક કરવું એ કાંઈ લાડવા આવાના નથી, પણ મહીનાઓ વેર તેની પાછળ ખંત અને મહેનત લેવાથી પરીણામ જયમાંજ આવે છે. અને નાત સેવાની એ ખરી કસોટી છે. તા. ૧૪–૨–૧૪

કહાનજી પુરૂષોત્તમ—હું ન્હોતો ધારતો કે આમાં આટલી બધી બાબતોનો સમાવેશ કરવામાં આવશે. આવા પુસ્તકની ખાસ જરૂર હતી. આ પુસ્તક અજાણ્યાને ભોમીયા રૂપ થઇ પડે છે. ખાસ આગ્રહપૂર્વક ભલામણ કરવા કશી હરકત નથી કે આ પુસ્તક આપણી જ્ઞાતિના દરેક ઘરમાં અવશ્ય હોવું જોઇએ. આ પુસ્તક આપણી જ્ઞાતિમાં ટેક્સ્ટ બુક તરીકે વપરાશે.

ભાનુશંકર નરભેરામ ત્રિવાડી કાશી—કાર્ય બન્યા પછી, રસ્તામાંથી અજ્ઞાન રૂપી ઝાડી દુર થયા પછી ચાલનારા ઘણા મળશે. પરંતુ ગાઢ અજ્ઞાન તિમિરને હઠાવવા આપનોજ આ પહેલ વહેલો સ્તુત્ય પ્રયાસ છે.

મહાશંકર દેવશંકર—ભવિષ્યમાં અનેક શુભ કાર્યોના આરંભ સ્થાનનું પ્રથમ પગથીયું સચોટ રચાયું છે.

સ્વર્ગસ્થ જાનીજી નિર્ભયરામ રણછોડજી—ભાવનગર

संज्ञा गोत्रावटंकस्थिति कृति चरितख्यातिसंख्याप्रतिष्ठा
विद्या शिक्षा समृद्धि प्रभृति समुचितं यन्निजज्ञातिजानाम्।
यस्यां सुप्तैश्चिरं वः किमपि न विदितं सा निशाऽसीत्समाप्ता
संजातं सुप्रभातं सपदि समुदितो "मोढ मार्तण्ड एषः ॥"

सं० १९७० कार्तिक कृष्ण १४ गुरौ

કાનજી માધવજી ભટ્ટ--એકલેરા. તા. ૬-૧-૧૪. તમોએ આપણી સમસ્ત જ્ઞાતિની વિસ્તાર પૂર્વક નોંધ લઇ એક ડીરેક્ટરી પ્રસિદ્ધ કરી તે ઠીક કર્યું છે, ને તે યોગ્ય ધોરણસર છે. તમારી મહેનત, સાહસ, ખંત, અને સ્વજ્ઞાતિનું શ્રેય સાધવાની મમતા સ્તુતિપાત્ર છે.

---

## શ્રી કુંભનાથના શિવાલય માટે.

હિંમતલાલ ગણેશજી અંજારીયા—"સોરઠી સ્તવન" મને બહુ ગમે છે. બીજી કવિતાઓમાં શબ્દોની વિષદતા છે.

ત્રવાડી કરૂણાશંકર [illegible] જુસ્સાભરી ફાંકડી વાણીનું ભાન કરાવવા ઉપરાંત સ્વદેશ પ્રેમ જગાડે છે. કવિતામાં પ્રસાદ છે. સુંદર ચિત્રો ઉઠયાં છે. રસની જમાવાટ ખુબ કરી છે.

જામે જમશેદ—કર્તાએ શિવાલયનો ઇતિહાસ આપ્યા પછી જે કથા કવિતામાં લલકારી છે તે રસ પમાડનારી છે. ભક્તજનો માટે આ પુસ્તક અગત્યનું છે. તા. ૧૪-૨-૧૪.

ગણપતરામ અનુપરામ ત્રવાડી—કાવ્યરચના ચિત્રાલેખન અને માધુર્ય જોઇ તમારો વિશેષ પરિચય કરવા ઇચ્છા ઉદ્ભવે છે.

સ્વ૦ **રણજીતરામ વાવાભાઇ**—તમારૂં કાવ્ય આદ્યંત એકજ બેઠકે વાંચી ગયો. ભાષા ને વૃત્ત તમારે હાથે બેઠાં વર્ણન અને રસ પણ જમાવી શકોછો.

**દેવશંકર વૈકુંઠજી ભટ્ટ**--જાણે કે કુંભનાથનાં દર્શન અ પ્રત્યક્ષજ થતાં હોય એમ તમારી કવિતાથી ભાસ થયો. તેથીજ જણાય છે કે તમે સુહૃદયી કવિ છો.

**"સાહિત્ય"** પુસ્તક. ૩. અંક. ૬ સહેલી વર્ણનાત્મક જુસાદાર શૈલીમાં રચાયું છે. કુદરતી દેખાવ અને પ્રસંગોનું બ્યાન સારૂં કરવામાં આવ્યું છે.

**નંદનાથ કેદારનાથ દીક્ષિત**—તમારૂં કાવ્ય શિક્ષિત અશિક્ષિત ઉભયને વાંચવા યોગ્યજ છે. સરળ ભાષામાં ચિત્ર આલેખાયું છે. તમારૂં કાવ્ય વાંચ્યા પછી કુંભના શિવાલય જોવા ઇચ્છા થઇ છે. તમારો પ્રયાસ સફળ થ જોવા ઇચ્છું છું. વડોદરા. તા. ૯—૭—૧૬.

**કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી**--સુરત તા. ૮—૭ તમારૂં નાનકડું કાવ્ય વાંચી આનંદ થયો છે. કવિતા અને રસ છે બાળજનને પુસ્તક અતિપ્રિય થઇ પડશે.

**જયસુખરાય પુરૂષોત્તમરાય જોશીપુરા**-પાટણ તા. ૬-આપની શોધક વૃત્તિ ખરેખર ધન્યવાદને પાત્ર છે. આપન પુસ્તકમાંની કવિતા આપનામાં રહેલી નૈસર્ગીક કવિતાશ દાખવનારી છે. ભાષા મનોહર અને વેગવતી હોઇને દેશપ્રીતિ પ્રદર્શીત કરવામાં આપનું હૃદય પ્રકટ કરી દીધે

**મોહનલાલ પાર્વતીશંકર દવે**—સુરત તા. ૬—૭—કવિતાની ભાષા સરળ અને જુસ્સાદાર છે. વર્ણનો સારાં ર જેવાં છે, અને છંદોની પસંદગી પણ ઠીક કરેલી છે.

છગનલાલ હરિલાલ પંડ્યા—જુનાગઢ તા. ૯—૭—૧૬ પુસ્તક વાંચી જોતાં જણાય છે કે આપની કવિત્વશકિત ઉંચા પ્રકારની છે. ને તેને લઇને આપ સરળ ભાષામાં સ્વાભાવિક ઉદ્ગાર કાઢી શકયા છો. વિષય પણ એવો રસિક બોધદાયક છે કે જે કોઇ તે ધ્યાનમાં લ્યે તેને લાભકર્તા થયા વગર રહે નહિ. આપનો શ્રમ સફળ થાઓ એમ હું ઇચ્છું છું

ઠાકોરદાસ રણછોડદાસ પંડ્યા—પાટણ તા, ૧૩—૭—૧૫ ભાષા તેમજ રચના ઘણાં સારાં છે. રસ ઉત્તમ રીતે જળવાઇ રહ્યો છે. આવાં પુસ્તકો બાળકોના વાચવામાં આવવાથી તેમનામાં સ્વદેશપ્રીતિ તથા ભક્તિ ભાવ જળવાઇ રહે છે.

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી—વડોદરા તા. ૨૪-૭—૧૬ કવિતામાં રસ છે સરળતા છે. ને ધાર્મિક વૃત્તિવાળા વાંચકને શુદ્ધ આનંદ મળે એવાં વર્ણનો તેમાં છે.

જામે જમશેદ—તા. ૨૯—૭-૧૬. ભાવિક અને ભક્તજનો માટે આ પુસ્તક અગત્યનું છે. કવિતાઓ મધુર અને સરળ છે.

કેળવણી—ઓગસ્ટ ૧૬—લેખનશૈલી મજાની છે; તેમજ કાવ્ય લખવામાં વૃત્તપર તેમનો ઠીક હાથ બેઠો છે. જ્યાં જ્યાં પ્રકૃતિ વર્ણન આપવામાં આવ્યુ છે ત્યાં ત્યાં સારો રસ જમાવ્યો છે. સોરઠી સ્તવન રસ પૂર્વક વાંચી શકાય તેવું છે "પ્રભાતનો આનંદ" "મધ્યાહ્નની મજા" અને "સિંહનો પરછો થવો" એ મથાળાવાળા કકડા તેમની સારી કૃતિના નમૂના છે. ગુજરાતમાં એમના જેવા ઉત્સાહી લેખકોની જરૂર છે.

નવજીવન અને સત્ય. ઓગસ્ટ ૧૬—આ ન્હાના પુસ્તકમાં સાદા અને સરળ શબ્દોમાં લેખકે સારાં વૃત્ત યોજ્યાં છે, તથા તેની વધુ સરળતા ખાતર વિવેચન પણ આપ્યું છે.

લલીત—વડોદરા તા. ૨૯—૧—૧૫. તમારૂં કાવ્ય વાંચતાં નવી દીશાનું દર્શન થાય છે. સ્થળવર્ણન ઇતિહાસગૌરવ ને

ગ્રામ્યજીવનની સુંદરતા એ ત્રણ વાતોનું સરળ નિરૂપણ એ કાવ્યોમાં જોવામાં આવે છે. તેમાં પણ કાઠીયાવાડી ઝબાનનો જોસ મને તો બહુજ પ્રિય લાગે છે. એવાં કાવ્યો રચી આપણા દેશની પ્રાચીનતાનાં દર્શન તમે આપતા રહેશો તો અમ જેવા અનેક કાવ્ય રસ પિપાસુઓને પરમ તૃપ્તિ મળશે.

---

## બાળરામાયણ માટે

I am sure you have nicely caught the politic view in stanzas like the following:–

" જયમ વરસે ઘનઘોર, વીજળી જયમ ઝબકી રહે "

× × × ×

' રસપૂર્ણ હતી પૃથ્વી, ફલપૂર્ણ હતાં તરૂ ! '

You have done complete justice to select least incidents from each **Kand**, and worded them in so simple a strain of melody that the whole in all its varied parts works like one sprung out of emotion. It will prove both interesting and instructive to all classes of people men, women, and children.

**Manjulal. J. Dave B. A.**
Patan, Dated–25/1/17.

જેમને ઉદ્દેશીને તમે બાળરામાયણ લખ્યું છે તેમને ઠીક પડશે એમ હું ધારૂં છુ. કઠણ શબ્દના અર્થ અને બીજી માહીતી તમે આપેલ છે તે તેમને ઉપયોગી થઈ પડશે.

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ બી. એ.**

અમદાવાદ—૨૫-૧-૧૭

તમારો પ્રયાસ સ્તુત્ય છે. સરળતા એ તમારાં કાવ્યોનો આત્મા જણાય છે. તેથી તેમાં વાંચકને આનંદ મળવો સુલભ થઇ પડે છે. ટુંકાણુમાં આપેલી પાત્રોની હકીકતથી પુસ્તકની ઉપયોગિતામાં તમે વૃદ્ધિ કરી છે.

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી વડોદરા. ૨૮–૧–૧૭
બી. એ. એલ. એલ. બી. પ્રોફેસર ઑફ લૉજીક
બરોડા કૉલેજ.

પુસ્તક ખરેખર સરળ બોધક અને ઉપયોગી હોઇ પ્રત્યેક કુટુંબમાં એટલુંજ નહિ પણ શરૂઆતમાં અંગ્રેજી ધોરણોમાં કવિતાઓ માટે દાખલ કરવા જેવું છે. અંદરના વૃત્ત રાગ પણ બહુ સારા છે.

ભોગીન્દ્રરાવ. ર. દીવેટીયા બી. એ.
અમદાવાદ. ૪–૧–૧૭

તમારી કવિત્વશકિત વિદ્વજ્જનોને ખુશ કરે તેવી છે એકંદર બાળક વર્ગને સરળતાથી સમજાય ને બોધ મળે તેમ થયું છે. મુંબઇ જેવા અતિ પ્રવૃતિવાળા સ્થળમાં આવી સાહિત્ય સેવા બજાવો છો. એ તમારી ઉદ્યોગી પણાની નિશાની છે.

દેવશંકર વૈકુંઠજી ભટ્ટ—ભાવનગર.
માજી હેડમાસ્તર ભાવનગર મુખ્ય શાળા.

તમોએ રચેલું બાળરામાયણ નામનું પુસ્તક મને મળ્યું તે મેં આદ્યંત વાંચ્યું છે. તેમાં કવિતાની સરળતા મધુરતા રસ-સંમેલન અર્થચાતુર્ય અને શબ્દસૌષ્ઠવાદિક કવિતાના ગુણો જોઇને અત્યંત આનંદ થયો છે. તેથી કવિતાના ગુણો સમજનાર નિષ્પક્ષપાતી વિદ્વજ્જનોએ કહેવું જોઇએ કે કેવલ ઇશ્વરાનુ-ગ્રહથીજ તમોને કવિત્વ ગુણ પ્રાપ્ત થયો છે. તેમાં વળી પાત્રોની

ટુંકી હકીકત અને એતિહાસિક સ્થળોની ટુંક નોંધમાં તમોએ જે શ્રમ કર્યો છે તે અત્યંત હર્ષપ્રદ થઈ પડે છે.

ભાવનગર } શાસ્ત્રી કરૂણાશંકર પ્રભુજી પાઠક.
માજી મુખ્ય શાસ્ત્રી જશવંત સિંગજી
સંસ્કૃત પાઠશાળા.

તમારી સંસ્કારી ભાષા અને તે સાથે ઉન્નત વિચારો જ્યાં ત્યાં દેખાઈ આવે છે. પ્રસ્રવણ પર વર્ષાઋતુ, રાવણની સંગ્રામ સભા, લક્ષ્મણની મૂર્છા વખતે રામનો વિલાપ, નીતિનો જય, વિગેરે અનેક પ્રસંગો ઘણી સારી રીતે આલેખાયા છે. પાત્રોની તેમજ ઐતિહાસિક સ્થળોની ટુંક હકીકત ને શબ્દાર્થકોષ પુસ્તકને વધુ ઉપયોગી બનાવે છે.

ઠાકોરલાલ રણછોડલાલ પંડ્યા.
પ્રીન્સીપાલ મેઇલ ટ્રેનિંગ કૉલેજ પાટણ.

હમણાં આપનુ પદ્ય વાંચી ગયો, ને તેથી નિઃસંદેહ મને આનંદ થયો. આપની લેખીનીમાં પ્રવાહ રસ તથા સરળતા છે અને પદ્ય લખવાની આપની શક્તિ અભિનન્દનને યોગ્ય છે. એકંદરે "બાળરામાયણ" એનો ઉદ્દેશ સફળ કરશે એમ મને લાગે છે.

કાન્તિલાલ છગનલાલ પંડ્યા.
પ્રોફેસર ઑફ સાયન્સ. સેન્ટજોન્સ કૉલેજ.
આગ્રા ૧૬—૩—૧૭

As its name signifies this book is meant for child ren. It is the Ramayana versified. We think that it will prove of interest to those for whom it is written.

**Modern Review**. K.M.J. March 17.

મનોહર અને સુશ્લિષ્ટ કાવ્યો લખવા માટે લેખકે જે કીર્તિ મેળવી છે તેને આ કૃતિ પણ પુષ્ટિ આપે છે. સામાન્ય જનોને સમજાય એવી ભાષા સરળ છે. અને તેમાં મધુર સંસ્કૃત શબ્દોની એવી મીલાવટ છે કે તેથી તે પ્રાચીન સમયના પુનિત સંસ્કારોને હૃદયમાં જાગૃત કરેછે. શરૂઆતમાં સારી અનુક્રમણિકા અને છેવટે જરૂરી ટીકા અને અર્થ આપીને લેખકે પોતાનું લઘુ પુસ્તક જનસમુદાયને માટે ઘણું ઉપયોગી બનાવ્યું છે.

નવજીવન ફેબ્રુવારી :૧૭

આ કાવ્ય સાદી સરળ ભાષામાં લખાયેલું છે. લખવાની ઢબ સંસ્કારી છે. અને રામાયણમાંથી જે પ્રસંગો પસંદ કીધા છે તે સુંદર છે. બાળકોને વાંચવું ગમે એવી રીતે આખું કાવ્ય લખાએલ છે. અઘરા શબ્દોના અર્થ સમજવા માટે તથા બીજી કેટલીક હકીકત માટે પણ તમે સારી તજવીજ રાખી છે. સાહિત્ય પરિષદે આ રીતે તમારા જેવા ઈશ્વરદત્ત શક્તિવાળા માણસને કાવ્ય લખવા માટે જે પ્રસંગ આણી આપ્યો એ સારૂં થયું. તમારો પ્રયત્ન યશસ્વી થયેલો જોઇ મને સંતોષ થયો.

નંદનાથ કેદારનાથ દીક્ષિત. વડોદરા

તા. ૧૨–૩–૧૭ પ્રીન્સીપાલ. મે. ટ્રે. કૉલેજ.

રા. પાઠકનો કવિતા ઉપરનો કાબુ વખાણવા જોગ છે. અને સામાન્ય જનોને સમજાય એવી મનોહર અને મધુર શબ્દોમય શૈલીમાં લખાયેલું આ પુસ્તક કાંઇ પણ વાંધા વિના જમસમાજમાં ઉપયોગી થવા સંભવે છે.

વાક્સૌંદર્ય, પોષ. ૧૯૭૩.

સહર્ષ નિવેદિત કરવાનું કે તમારૂં રામાયણ મેં વાંચ્યું ને તે ઉપરાંત બૈરાંઓએ પણ પોતાના મંડળમાં વાંચ્યું અને તેઓ બહુજ રાજી થયાં છે. તમે જો તે વખતે હાજર હોત તો તેમના ઉદ્ગાર ઉપરથી તમને લાગત કે " મારો શ્રમ સફળ થયો છે. " તમે એક નાના પાત્રમાં અમૃત ભર્યું છે. એમ અમને જણાવ્યું છે. તેની તુલના થતાં કદાચ વાર લાગે તો ભલે પણ અનુકુળ સમયે કપુરને દાબડે કપુર ભરાયા વિના રહેશે નહિ એવી મારી દૃઢ શ્રદ્ધા છે.

ગણપતરામ અનુપરામ ત્રવાડી સુરત–૨૮–૪–૧૭

કાવ્યનાં વૃત્તોની પસંદગી ઘણી ઘટીત અને રચના ઘણી પ્રૌઢ માલુમ પડે છે. ભાવ અને ભાષા બંન્નેમાં આ કાવ્ય ઉત્કૃષ્ટ છે. જ્યાં જોઇએ ત્યાં લાગણી બતાવવા લેખકે સારો પ્રયત્ન કીધો છે. અને આ કાવ્યો લખવામાં લેખકને ખાસ લાયકાત હોય એમ પુરવાર કરી આપ્યું છે.

જામે જમશેદ—૩ માર્ચ ૧૭

કૃતિ સરળ અને સાદી છે. કાવ્યોમાં વૃત્તો પ્રસંગાનુસાર બદલાવીને તથા વચ્ચે વચ્ચે પ્રસંગમાંથી નીઝરતા સાર ખેંચીને પુસ્તકની શિષ્ટતા જાળવી છે. દોષ રહીત અને સહેલાઇ સમજી શકાય એવી ભાષામાં લખાયેલ છે. વાચક વર્ગોમાં અને ગૃહવાચનમાં આ પુસ્તક રસપૂર્વક વાંચી શકાય. પુસ્તક કોઇ શાળામાં સ્વતંત્ર રીતે વિદ્યાર્થીઓ પાસે વંચાય તો પણ ચાલુ જમાનાના વિદ્યાર્થીઓનું રામાયણની કથા સંબંધી અજ્ઞાન નીકળી જવા સંભવ રહે.

કેળવણી મે. ૧૯૧૭

સરળ ભાષા તેમજ સરળ ઘટના દ્વારા શ્રીરામચંદ્રની ભવ્ય પવિત્ર જીવનકથાથી બાલકોને પરિચિત કરવાનો તમારો સુપ્રયત્ન ધન્યવાદને પાત્ર છે. તમે છંદોની વિવિધતા રાખી છે. તેથી કાવ્ય વધારે રસભર અને આકર્ષક બન્યું છે. બનાવો બહુ વેગથી વર્ણવવા પડ્યા છે તે સાહિત્ય પરિષદ્‌ની "હજાર વીશી" ને આભારી જણાય છે. આપણા બાળકો માટે આવાં ...ાં કાવ્યો લખાય તેટલાં ઓછાં છે. ઐતિહાસિક સ્થળોની તમારી ટુંક નોંધ વાચકોને જરૂર ઉપયોગી થઇ પડશે. તમારી સુંદર સાહિત્ય પ્રવૃત્તિને દિન પ્રતિ દિન વિશેષ ફત્તેહ ઇચ્છતો તમારોઃ—

મુંબઇ નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર.
બી. એ. એલ. એલ. બી.
બાર.–એટ-લૉ.

---

## બાલવિકાસ માટે પ્રમુખનો અભિપ્રાય.

મને સર્વોપરી.નિબંધ રા. પ્રભાશંકર જયશંકર પાઠકનો ...ણાયો છે. તેમણે શાસ્ત્રીય રીતે આ વિષયની ચર્ચા અતિ ...સ્તારથી પરિપૂર્ણ વિગતવાર કરેલી છે. અને બાલ સ્વભાવનું ... જ્ઞાન તેમના પૃથક્કરણ ઉપરથી જણાઇ આવે છે તે તેમના ...વેષે સદ્‌ભાવ ઉત્પન્ન કરાવવાને સમર્થ છે. તેમના ઉત્તમ પ્રકારના અભ્યાસ માટે, આપણા દેશની પૂર્વકાલની તથા વર્તમાન કાલની શિક્ષણ પદ્ધતિઓ તેમજ અન્ય દેશોમાં પ્રચલિત ધોરણોની માહિતી માટે, અતિ સ્ફુટ વકતૃત્વ માટે, સ્થળે સ્થળે જોવામાં આવતી અતિ ઉપયોગી સૂચના માટે, રચના ચાતુર્ય માટે, અને

વિસ્તૃત છતાં અસંબંધ ભખાણુનો સમાવેશ ન થવા દેવાની તેમની કાળજી માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. બાલકોની ભિન્ન ભિન્ન લાગણીઓ તથા નૈસર્ગિક શક્તિઓનું વર્ણન એમણે એવી સૂક્ષ્મ દૃષ્ટિથી અને સ્પષ્ટતાથ કરેલું છે કે એટલા ઉપરથીજ એમની આ કૃતિ આદરણીય ગ એવી થઇ પડી છે, અને એમની વિદ્વતા માટે પક્ષપાત બંધાઇ જાય છે. આ નિબંધને કોઇ વાંચશે તેને જરૂર કંઇ ને કંઇ લાભ મળશે જ. અને બાળકોને કેળવવાના સરળ તથા સાચા માર્ગ તેને સહજ મળી આવશે.

છગનલાલ હરિલાલ પંડ્યા બી. એ.
ચીફ. એજ્યુકેશનલ ઓફીસર
જુનાગઢ સ્ટેટ.

---

## શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | પંકિત. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૧ | ૬ | બક્ષીશો. | બક્ષીસો. |
| ૧ | ૧૦ | દીધી. | દીધી. |
| ૫ | ૬ | મહેનનથી. | મહેનતથી. |
| ૭ | ૫ | સાધુઓ. | સાધુએ. |
| ૮ | ૧૬ | સુક્ષ્મ. | સૂક્ષ્મ. |
| ૧૧ | ૨૪ | પુણ્ય. | પુણ્ત. |
| ૧૬ | હેડીંગ. | જીવત. | જીવન. |
| ૨૧ | ,, | સંસારિક. | સાંસારિક. |
| ૨૨ | ,, | સંસકરી. | સંસ્કારી. |
| ૨૮ | ૭ | વાનપસ્થા. | વાનપ્રસ્થ. |

# આદર્શજીવનની રૂપરેખા.

સદ્વિદ્યા મેળવી શકાય તેવો બાલ્યકાળ, પછી એકાંતમાં
લાઈથી જ્ઞાન મેળવવાની સગવડતા, બુદ્ધિ પ્રાબલ્ય, ઉત્તમ
સાથે મૈત્રિ, સદ્દગુરૂની કૃપા, નિરોગી શરીર, સારા ગ્રંથો
તક, તથા બુદ્ધિશાળી અને સત્સંગી મિત્રોનો સહવાસ—
ના જેવાજ સ્વભાવ અને ગુણવાળી તારૂણ્ય રૂપી
ખીલેલાં પુષ્પ જેવી, લાલિત્યની પ્રતિમા રૂપ, નવોઢા, કંદર્પના
પંવાળી, મુગ્ધા, ખીલતી પ્રીતિના સૌરભ રૂપી અમૃતથી એક
નથી સેવા કરનારી એવી પત્ની—

બાહુબળથી સુઉદ્યમદ્વારા મેળવેલું તથા દાન જેના ભોગના
અંશમાં રહેલું છે એવું દ્રવ્ય, નિરાભિમાન પ્રતિ અભિમતિ,
સુકીર્તિમાં અભિરૂચિ, સર્વને ઉપકારક સમાજની સેવા રૂપી
ધાર્મિક સુચરિત—

પશંસનીય પ્રજામાંથી કમાઉ દીકરાઓને ગૃહસ્થાશ્રમ ચલા-
કુશળ અને પુત્રપૌત્રાદિકના લાલનમાં તત્પર એવી કુલવ-
સાથે દાંપત્ય ધર્મથી જોડીને સંસારની ચિંતાથી મુકત
પ થઇ શાંત ચિત્તથી રામ નામના આરાધનાવાળું—
ના પઠન શ્રવણથી તથા તત્વશાસ્ત્રોના નિદિધ્યાસથી નાશ
છે ભ્રમ જેનો એવું, તાદાત્મ્ય અને આત્યંતિક નિષ્કામ
સર્વ ઉપાધીથી વિમુકત શાંત પરમ બ્રહ્મૈકય સ્વરૂપ
ગાળવું—

**આ બધી અનુકૂળતાઓ આ સંસારમાં**
**સદ્ભાગ્યથી જ મેળવી શકાય છે.**

રગામ } મણિશંકર નાગેશ્વર ભટ્ટ. કમ્જોશીકર.

# આદર્શભૂત જીવન પ્રાપ્ત થવા
# પ્રભુ પ્રાર્થના.

### શિખરિણી.

૧

કુછંદો કલેશો કે કલહ અમને ના પ્રિય હજો;
સદા સંપી રે'વા સહુજન મળીને શીખવજો;
કુકર્મો સેવ્યાની વિપરિત મતિ એ નવ થજો;
પ્રપંચો ખોટાથી અમ હૃદય આઘાં નિત્ય હજો;

૨

અસત્યોમાં રૂચિ અમ દિલ તણી ના કદિ થજો;
વળી સ્પર્ધા કેરી વિષમ વિષજ્વાલા દુર હજો;
સુનીતિ રીતિથી કદિ સ્ખલન સ્વપ્ને નવ થજો;
ઠગારી તૃષ્ણા ને અહમહમિકા એ દુર હજો.

૩

યુવાની ધંધામાં સતત મથતાં તે વહી જજો;
અને તેથી કાંઇ બરકત અમોને પણ થજો;
અમારાં સંતાનો કદિ વિપથગામી નવ થજો;
સ્વદેશાભિમાની સ્વજનહિતરાગી ત્યમ હજો.

૪

અમારા રસ્તાઓ અતિ સરળ સીધા સટ હજો;
ન હોજો ત્યાં કાંટા, ભય ઠગ તણાએ નવ હજો;
વળી સાદું સુખી અમ જીવન મીઠું નિત્ય હજો;
વિભો ! ત્હારો વાસો અમ હૃદયના મંદીર હજો.

૫

અમારા આનંદો સકળ જનહિતાવહ હજો;
સદાએ શાંતિમાં અમ જીવન વ્હેળો વહી જજો;
જરાવસ્થા માંહી અમ હૃદય શાંતિપ્રિય હજો;
અને છેલ્લા શ્વાસો તુજ સ્મરણ માંહી લય થજે

પ્ર. જ. પાઠક.